# ધુંધવાતો અગ્નિ

(સ્વતંત્ર વિચારો પ્રકટાવતું અણમોલું સાહિત્ય.)

..............................................

વિલાસ ઓફીસ

મુંબઇ.

રૂપિયા દોઢ

# ધુંધવાતો અગ્નિ

યાને

## અંત્યજનો આર્તનાદ


લેખક:

મગનલાલ શંકરલાલ મોદી



મુદ્રક અને પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

શ્રી હરિ–હર પ્રીન્ટીંગ પ્રેસ.

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

આવૃત્તિ પહેલી ૧૯૩૧ પ્રત ૧૦૦૦

કિંમત રૂપીઓ દોઢ.

ભડભડતી આગમાં હોમાવાને તૈયાર રહેલા બંગાળના એ ભડવીરો, [illegible] ફરનારા એ નવયુવાનોએ જે બળીદાનો હિંદ માતાને અર્પણ કર્યાં છે, તેનો પુરો ઇતિહાસ જાણવો હોય તો વાંચો—

# ક્રાન્તિની ચીનગારીઓ

ભારત માતાની મુક્તિ માટે માથાં મુકનારા—એ આગમાંથી દેશને ખુણે ખુણે કેવી રીતે ચેતનની ચીનગારીઓ પ્રગટાવી, હસતે મુખડે ફાંસીની દોરી સ્વીકારનારા અને સામી છાતીએ ગોળીઓ ઝીલનારા યુવકોનો ક્રાન્તિકારી ઇતિહાસ રજુ કરતું પુસ્તક.

**કીંમત ફકત રૂપીયો એક, પોસ્ટેજ ૪ આના વધુ.**

---

# ભારતનું ભાવી યાને એક કામદારની આત્મકહાણી

આ નાની સરખી સચિત્ર નવલકથા, મહાન પુરૂષોના વિચારો પ્રદર્શિત કરવામાં કમાલ કરે છે, કામદાર મજુરોની હાડમારી જીંદગી અને દુઃખોના વર્ણનો ચિતાર રજુ કરતું પુસ્તક

**કીંમત આઠ આના, બહારગામ માટે ૯ આનાની ટીકીટ.**

---

# સોરઠી શૌર્યકથાઓ

જો તમો ગુજરાતી હોવ તો ભૂમિપર કેવા કેવા વીર પુરૂષો પાકયા હતા, તે તમારે અવશ્ય જાણવુંજ જોઇયે.

**કીંમત ફકત રૂ. દોઢ. પોસ્ટેજ છ આના વધુ.**

**વિલાસ ઓફીસ,**

**૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

# પ્રસ્તાવના

તા. ૨૨-૯-૨૮ ને રોજ કલકત્તામાં બંગાળના વિદ્યાર્થીઓની પરિષદ્‌માં પ્રમુખસ્થાનેથી પં. જવાહિરલાલ નહેરૂએ નીચે પ્રમાણે પડકાર કર્યો હતોઃ-

"બંગાળના યુવકો અને યુવતીઓ, તમારામાં વિચાર કરવાની શકિત છે? અને વિચારને આચારમાં મેલવાની હિંમત છે? જગતના યુવકોની હરોળમાં ઉભા રહેવા તમે તૈયાર છો? ફકત ઉદ્ધત...રાજ્ય તંત્રથી દેશને મૂકત કરવાજ નહિ પણ આ દુઃખી દુનિયામાં સારો અને સુખી સંસાર રચવા? તમારી સમક્ષ એ પ્રશ્ન છે; તમે જો વાસ્તવિકપણે અને નિડરતાથી તેનો ઉકેલ કરવા માંગતાજ હો, તો તમારે રાજ્યતંત્ર તરફથી અથવા તો પ્રાચીન રૂઢીઓને લીધે ઉભી થતી મુશ્કેલીઓના વિચારજ મનમાંથી કાઢી નાંખવા પડશે. તમારા આદર્શ તમારી દૃષ્ટિ આગળ સ્પષ્ટ રહેવા જોઇએ; જો તે સ્પષ્ટ નહિ હશે તો તમારા સ્વપ્નો સિદ્ધ કરવાની તમે આશાજ કેવી રીતે બાંધી શકો? તમારાં ધ્યેયને અનુસરતા નિશ્ચિત આદર્શો રાખશો તોજ ફાવશો અને તેને આચારમાં મેલતા જશો તેમ તેમ તમારાં ઇચ્છિત ફળતાં જશે...તમારો આદર્શ જીવન સમસ્તને સમાવેશનો અને સંપૂર્ણ હોવો જોઇએ...વિશાળપણે તે સામાજીક સમાનતાનો હોવો જોઇએ...રાજ્યકિય સ્વાતંત્ર્યનો આદર્શ જીવનનો એક અંશ માત્ર છે..."

તા. ૨૭-૧૦-૨૮ ને દિને ઇટાવામાં આગ્રાની પ્રાંતિક હિંદુ પરિષદમાં પ્રમુખસ્થાનેથી લાલા લજપતરાયે નીચે પ્રમાણે સ્પષ્ટ વચનો સંભળાવ્યાં હતાં:-

"...મારે તમને ચોકખેચોકખું કહેવું જોઇએ કે હમણાં અસ્તિત્વમાં છે તેવાં જ્ઞાતિબંધારણો હિંદુ ધર્મ અને હિંદુ પ્રજા માટે સૌથી વધારે જોખમકારક છે. આ દેશમાં જ્યારે એકલા હિંદુઓ વસતા હતા ત્યારની શરૂ થયેલી એ પદ્ધતિનાં મૂળ કારણ વિષે તથા તેના લાભાલાભની હું ચર્ચા કરવા માગતો નથી. ભૂતકાળમાં એ લાભકારક જણાઇ હોય, પણ વર્તમાન સંયોગોમાં અને ખાસ કરીને આજે તો એ ભયંકરમાં ભયંકર સંસ્થિતિ (કુસ્થિતિ) છે. સંગઠનમાં તે નડતર કર્તા છે: હિંદુ જીવનની તે અવદશા છે."

પં. જવાહિરલાલે દર્શાવેલા આદર્શ અને લાલાજીએ ઉચ્ચારેલાં મતના પાયા ઉપર આ નવલકથા રચવામાં આવી છે. જેવું વસ્તુ-વિધાન છે તેવું વાગ્વિધાન છે. એનો યથાયોગ્ય સંયોગ કલાત્મક છે કે નહિ તે વાંચકો અને વિવેચકો જાણે.

<u>નવલ કથાનાં</u> પાત્રો કલ્પિતજ સમજી લેવાં; એમાંનું કંઇપણ કોઇએ પોતાને અંગે ઓઢી લેવું નહિ.

મુંબઇ,
રામનવમી ૧૯૮૭.

લી. મગનલાલ શંકરલાલ મોદી.

# અનુક્રમણિકા.

# ભારતીય સ્વરાજ્ય

—યાને—

# અંત્યજનો આર્તનાદ

## પ્રકરણ ૧ લું                    પિતા પુત્ર

"જો, મણીઆ, તારો આ ભ્રષ્ટાચાર મારા ઘરમાં નહિ ચાલે. ઘરમાં શું ? મારા ગામમાં પણ નહિ ચાલે." જીવણજી દેસાઇએ પોતાના પુત્રની ઘરમાં પેસતાંજ ધુળ ઝાટકવા માંડી.

"મોટા જોટા છોકરાને મણીઓ, મણીઓ, કહીને શું બોલાવ્યા કરો છો ? મણીભાઇ કહો, અથવા મણીલાલ કહો. આપણે મણીઓ કહીએ એટલે આખું ગામ પણ મણીઓ કહેશે ..." મણીલાલ પોતાના પિતાને જવાબ આપે તે પહેલાં તેની માતા વજીઆ દેસણ બોલી.

"તું વચ્ચે નહિ બોલ; વચ્ચે બોલીને મારી વાત ભૂલાવી નાંખે છે......" જીવણજી જરા તપીને બોલ્યા.

'હું તો એટલુંજ કહેતી હતી કે જેને ઘરમાં માન નહિ મળે, તેને બહાર પણ કોઇ ન પૂછે." વજીઆએ પોતાની દલીલ ચાલુ રાખી.

"અરે, સમજ્યો તે તો, હવે માંડી વાળને. ચાલને, આજથી મણીભાઇ કહીને બોલાવીશ. બોલ, મણીભાઇ, તારે ઘરમાં અને ગામમાં ભ્રષ્ટાચાર દાખલ કરવો છે ?"

"મેં શો ભ્રષ્ટાચાર કીધો, પિતાજી ?" મણીલાલ બની શકે તેટલા નમ્ર અવાજે બોલ્યો.

"જાણે કંઇ જાણતોજ નહિ હોય તેમ મને સામો પૂછે છે કે શો ભ્રષ્ટાચાર કર્યો ? દીકરા, તારા કરતાં તો મેં વધારે દિવાળી જોઇ છે હું !"

"તેની કોઇથી ના પડાય તેમ છે ? પણ મેં ભ્રષ્ટાચાર એટલે કુવર્તન અથવા અધમ આચરણ કર્યું હોય એવું મને યાદ નથી આવતું"

"તે શું જમાનાઓનો બનાવ બની ગયો કે તારે યાદ કરવો પડે ? દીકરા, એ બધી વાગ્જાળ રહેવા દે. ઢેડવાડામાં ફરતો ફરે છે અને વસવાયાં લોકોને પણ નાહકનો ચઢાવતો ફરે છે તે ભ્રષ્ટાચાર નહિ તો બીજું શું ? કાલે તુ પેલી નંદી ઢેડીની છોકરીની આંખમાં દવાનાં ટીપાં તેને અડકીને મેલી આવ્યો હતો એમ પણ મેં સાંભળ્યું છે......એવાં કામો હું બિલકુલ કરવા દઇશ નહિ..........."

"હું રજા ઉપર અહિં આવ્યો ત્યારથી મને પણ લાગે છે, પિતાજી, કે આપણાં મન્તવ્યોમાં બહુ તફાવત છે; તે તફાવતો દૂર થઇ શકતા હોય તો તેમ કરીને આપણે મળી સમજીને સાથે રહેવું અથવા તો મારે બહારગામ ચાલ્યા જવું."

"તું આમ ગેં ગેં પેં પેં નરમ નરમ વાત કરે છે તેજ પહેલાં તો મને ગમતું નથી. સાળું ગુજરાત વિદ્યાપીડનું વાતાવરણુજ એવું લાગે છે કે બધાને માયકાંગલા બનાવી દે છે. સરકારી સ્કુલો અને કોલેજોમાં ભણુનારાઓ કેવા ચગોર બની જાય છે. ભલભલાને ચપટીમાં રમાડી દે."

"એ ખરી વાત હશે, પિતાજી, કે ગુજરાત વિદ્યાપીઠ કોઇને ચપટીમાં રમાડી દેવાની કળા શીખવતી નથી. પણુ ગુજરાત વિદ્યાપીઠમાં મને મોકલનાર તો તમેજ હતા ને?"

"તે તો દીકરા, એમ ધારીને કે મારે કંઇ તારી પાસે નોકરી કરાવવી નહોતી, કંઇક ઉપયોગી અક્ષરજ્ઞાન મેળવી આવે અને મારી આટલી મિલ્કત સાચવે, એજ હેતુથી મેં તને ત્યાં મોકલ્યો હતો. પણુ તું તો ત્યાંથી નવુંજ તુત શીખીને આવ્યો."

"પિતાજી, ગુજરાત વિદ્યાપીઠને તમે અન્યાય કરો છો, તેથી મારે કહેવું પડે છે કે વિદ્યાપીઠ ભલે અમને ચગોર ન બનાવતી હોય; પણુ તે અમને વિનયી, સત્યાગ્રહી, અને સેવાભાવિક તો કરે છે જ. ગઇ સાલની (સંવત ૧૯૮૩ની) ગુજરાતની રેલ વખતે સંકટ નિવારણુનાં કામમાં ફક્ત ચણા ફાકીને ગાડિઓના ગાડિઓ કાદવ અને પાણી ડહોળીને ગામડાંઓમાં અમે ગુજરાત વિદ્યાપીડના વિદ્યાર્થીઓ ફર્યા હતા. સરકારી કોલેજોના તમારા ચગોર વિદ્યાર્થીઓની તો શિકલ પણુ દેખાઇ નહોતી."

"પણુ તારો તે સેવાભાવ આ ગામને જોઇતો નથી....."

"કહો કે તમને જોઇતો નથી......"

"હા, હા, મને જોઇતો નથી . ......"

"તો પછી મારે સવિનય સત્યાગ્રહ કરવો પડશે અને તમે જોઇ લેજો કે ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાથી'ઓ ગેં ગેં પેં પેં કરે તેવા નરમ અને માયકાંગલા નથી..." મણીલાલ રોષદર્પક સાદે બોલ્યો.

"પણ અહિં ગામમાં તું ઉથલપાથલ શું કરી નાંખવાનો છે તે તો કહે ?"

"પિતાજી, પહેલાં તો એ કે તમે એકલાં વસવર્યાનોજ નહિ પણ સર્વ કોમનો વિનાકારણ તિરસ્કાર કરો છો. ઉંચ કોમ તો પોતાનું માન જાળવવાની સ્થિતિમાં છે, પણ કહેવાતી ઉતરતી વર્ણોને તો તમે બહુજ અન્યાય કરો છો એમ હું આજ સુધી જોતો આવ્યો છું ?"

"એમ ?"

"હારતો વળી, તમે સુથારને સુથારડો કહી, લુહારને લુહારડો, દરજીને દરજો, મોચીને મોચો. કુંભારને કુભારડો. ઘાંચીને ઘાંચો, કણબીને કણબો, બ્રાહ્મણને બ્રાહ્મણો, વાણિયાને વાણિકો, અને કોળીને કોળચો કહી રોજ તેઓનું અપમાન કરો છો. તેઓ સાથે તમે તુંકાર વગર વાત કરી શકતા નથી અને ઢેડા દુબળા સાથે તો ગાળ સિવાય બોલતાજ નથી...."

"વારૂ વારૂ. ત્યારે એ બધાને હવે કાલથી હું ભાઇસાહેબો કરવા જઇશ, કેમ ?"

"હું ભાઇસાહેબો કરવાનું કહેતો નથી. તેઓને સૌ સૌના મરતબા પ્રમાણે બોલાવવા જોઇએ; તેઓનાં કુટુંબ કબીલા કે સગાંવહાલાંઓ સમક્ષ તેઓનું અપમાન નહિ થવું જોઇએ...."

"તેઓને અપમાન લાગતું હોય તો બધા મારી સાથે વ્યવહાર શિદને રાખે છે?"

"તમારા જુલમને લીધે. તમે સર્વ કોમનાં માણસો પાસે બળજબરીથી કામ કરાવો છો; કામ કરાવ્યા પછી તેનું વ્યાજબી દામ પણ આપતા નથી...."

"તું શું જાણે કે હું વ્યાજબી દામ આપતો નથી?"

"હું મારી નજરે જોઉં છું ને. લુહાર, સુથાર, દરજી, મોચી, ઘાંચી, કુંભાર અને બીજો મજુર વર્ગ હંમેશાં આપણે બારણેથી હાય નાંખતો જાય છે અને માંહોમાંહેમાં તમારી નિંદા કરે છે."

"તેથી મારી ઇજ્જત જતી રહેવાની કેમ?"

"તે તો તમે જાણો; પણ એ કોમોમાં થતી નિંદાનો પવન તાલુકામાં અને આખા જીલ્લામાં પહોંચ્યો છે. જ્યાં જુઓ ત્યાં સાંભળવામાં આવશે કે રાજપુર ગામવાળા જીવણજી દેસાઇ બહુ જુલમગાર છે. તમારાં ફરઝંદ તરીકે ગામ પરગામના લોકો મારા તરફ આંગળી ચીંધે છે...."

"તેથી શરમ લાગવાથી તું બધાને માન આપવા નીકળી પડયો હોઇશ, કેમ?"

"હું તો પહેલેથીજ કોઇને અપમાનકારક કે સત્તાવાહી અવાજથી બોલાવતો નથી."

"એતો હું જાણુંજ છું કે તારામાં દેશાઇગીરી જાળવવાનું પાણી નથી."

"કોઇની હાય નિસાસા લેવામાં પાણીદાર થઇ જવાતું હોય એમ હું સમજતો નથી."

"સમજીનું પુછડું ખરોને તો? એક દાખલો તો આપ, કે મેં કોની હાય લીધી છે?"

"મારા તો સાંભળવામાં આવે છે કે આ ગામ પંદર વરસ ઉપર આબાદ હતું. તે તમે બરબાદ કર્યું."

"મેં બરબાદ કર્યું? શી રીતે? તને કહ્યું કોણે? તે કમબખ્તનું નામ તો આપ."

"તે વરસ ઇન્ફ્લુએન્ઝાથી આપણાં ઘરમાંથી ત્રણ દિવસમાં સાત માણસો મરણ પામ્યાં! મારાં ભાઇઓ, બહેનો અને ઇતર સ્નેહીઓ! એ વિષે ગામમાં શી વાતો થતી હતી તે સાંભળી છે?"

"જેનું મોત આવ્યું હશે તે મુઆં હશે અને વાત કરનારા પણ મરશે. મને તેની શી દરકાર?"

"લોકો કહે છે કે ગરીબની આંતરડી કકળાવીને દોલત એકઠી કરી છે તે દીકરીએ પણ દીવો રહેનાર નથી...."

"અને તેવા પાજી લોકો સાથે ભેળાઇને તું સંબંધ સુધારવા ઇચ્છે છે?"

"તેઓનો તિરસ્કાર તો મારાથી નજ થાય. પેલા દેવજીભાઇ અંત્યજનો તેના કાકા ઉપર મુંબઇથી કેવો પત્ર આવ્યો છે તે તમે જાણો છો?..."

"કયો દેવજીભાઇ? હા, હા, પેલો દેવલો ઢેડો? હં, તે શું લખે છે?"

"તે એમ લખે છે કે જ્યાં સુધી જીવણજી દેસાઇ જીવતા હશે ત્યાં સુધી તે ગામ આવવા માગતો નથી. તેની વાવલાંની જમીન તથા ઘરનાં ઠીઠાંની પણ તેને દરકાર નથી..."

"તે નહિ આવે તો તેની અમને પણ શી દરકાર છે? ઢેડાઓનો શો તોટો બળ્યો છે કે? તે નહિ, તો તેના બાપ બીજા. આટલાં વરસ તેના વગર ચાલ્યું કે નહિ?"

"તમારી એવી વલણુમાંજ મને વિરોધ દેખાય છે."

"અને તારી ચાલચલણમાં મને વિરોધ દેખાય છે. આજે તો તું ઢેડીની આંખમાં દવાનાં ટીપાં રેડવા ગયો અને કાલે તો તું તેની સાથે બેસીને ખાવા પણ તૈયાર થશે .."

મણીલાલ કાંઇ બોલ્યો નહિ. જીવણજી દેશાઇએ આગળ ચલાવ્યું:

"વળી કોળી કુંકાની માવજત કરવા જાય; તેઓને જોઇતું હોય તે કોઇને પૂછ્યા વગર ઘરમાંથી લઇ જઇને આપી આવે, તે તું શું ઘરનો માલિક બાલિક થઇ ગયો છે?"

"આપણે ત્યાં પડી રહેલી ચીજનો કોઇને ઉપયોગ હોય તો તે આપવામાં ખોટું શું છે? પરગજુ અને ભલા થવાનું તો બધે શિક્ષણ આપવામાં આવે છે...."

"આપ્યાં આપ્યાં શિક્ષણ! વેદીઆ ઢોર જેવો તો છે; ભણ્યો પણ ગણ્યો નહિ; મહાત્મા ગાંધી તારા જેવાજ વાયડા હતા. ઢેડાઓના સવાલને આગળ કરીને સ્વરાજ્ય લેવા ગયા. તે રવડી ગયા, રવડી! આજે આશ્રમમાં બેઠા બેઠા ભજનીયાં કર્યા કરે છે!"

"મહાત્મા ગાંધીની વાત જવા દોને. ઘરમાં મારાથી ઉંચનીચનો ભેદ રખાશે નહિ. હું તો મારા અંત્યજ બંધુઓને ઘરમાં બોલાવીને બેસાડીને વાત કરીશ અથવા કામ કરાવીશ."

"તેમ હું કદાપિ થવા દઇશ નહિ: જો કોઇ અંત્યજને ઘરમાં ઘાલ્યો તો હું તેને જાનથી મારી નાંખીશ...." જીવણજીએ છેક મિજાજ ગુમાવી કહ્યું.

" તો તેની સાથે હું મારો પણ જાન આપીશ." મણીલાલે તેટલીજ દૃઢતાથી કહ્યું અને મેડા પર જવા દાદર ચઢવા લાગ્યો.

પિતા પુત્રનાં છેલ્લાં વાકયોથી વજીઆ દેસણની આંખમાં આંસુ આવી ગયાં. પતિને સંબોધીને તે કંઇ બોલવા જાય તે પહેલાં જીવણજી પોતેજ તેના ઉપર ખીજવાઇ ગયા:

"તેંજ એને ચઢાવી મેલ્યો છે. તું પોતે કરણ દાનેશ્વરીની દીકરી ખરીને તે પાછો દીકરાને દાનેશ્વરી થવા ઉત્તેજન આપે છે!"

તે બિચારી ગદ્ગદ્ કંઠે બોલી:

"ભગવાને એકનો એક રહેવા દીધો છે, તેનેય શું કરવા હાડ-છેડ કર્યા કરો છો? ઘરડા થવા આવ્યા તોય તેના તે."

એવામાં પ્રૌઢ વય અને પ્રૌઢ શરીરવાળા એક ગૃહસ્થે મોટેથી "કેમ છો, જીવણજી દેસાઇ?" એમ બોલી ઘરમાં પ્રવેશ કર્યો. દેસાઇને લાલ આંખો સાથે બેઠેલા અને દેસણને આંખમાં આંસુ સાથે સામે ઉભેલી જોઇ તેણે નમ્ર કટાક્ષ કર્યો:

"વૃદ્ધ થયાં તોય તમે કલહ કરી શકો છો; ભાગ્યશાળી તો ખરાં."

પોતાના કટાક્ષની પૂરતીમાં તે ગૃહસ્થ બેઉ જણ સામે જોઇ નફ્ટાઇથી ખડખડાટ હસ્યા.

## પ્રકરણ ૨ જું                    મિત્રો કે વેવાઇઓ ?

એ અણધાર્યા આગન્તુકનું નામ કલ્યાણજી હતું. તે મુંબઇમાં આર્યન વીમા કંપનીના વ્યવસ્થાપક હતા. હમણાં ઉનાળાના દિવસોમાં ધંધા ધાપા જરા મંદ હોવાથી તે પોતાને ગામ હવા ફેરે આવ્યા હતા. જીવણજી દેસાઇના ગામમાં તેમનું મોસાળ હોવાથી અને નાનપણમાં ત્યાં ઘણો વખત રહેલા તેથી જીવણજી સાથે તેમને મિત્રાચારી હતી. મોટી ઉમરે બેઉ જણા જુદા જુદા વ્યવસાયમાં પડયા હતા છતાં પ્રસંગોપાત્ત તેઓનું એક બીજાને મળવાનું બન્યા કરતું. જીવણજી ઘરની બહાર ઝાઝા નીકળતા નહિ, પણ કલ્યાણજી તો ગામ ગમાતરે જાય ત્યારે પણ વીમો ઉતરાવનારા ઘરાકો શોધ્યા કરે, એટલે તેમનું રાજપુરમાં આવવું એક પંથ ને દો કાજ જેવું હતું, પરંતુ આ પ્રસંગે તો તેમણે કંઇ ત્રીજું કાજ કરવું પણ ધાર્યું હતું.

વજીઆ દેસણે નોકર સાથે કલ્યાણજી માટે પાણીનો લોટો મોકલ્યો અને પોતે ચાહ બનાવવા માટે રોકાઇ.

"મેં સાંભળ્યું કે મણીલાલ અમદાવાદથી આવેલો છે, માટે લાવ મળી આવું. ઘણા વખતથી એને જોયો નથી. ઘરમાં નથી શું ?" કલ્યાણજીએ પૂછ્યું.

"છે તો ખરો, માળ ઉપર હશે." જીવણજીએ બેપર્વાઇથી જવાબ આપ્યો.

કલ્યાણજીએ મણીલાલને મોટેથી બુમ પાડી એટલે માળ પરથી તે નીચે આવ્યો, અને થોડા વખત પર જાણે કંઈજ ન બન્યું હોય તેમ હસ્તે મોઢે કલ્યાણજીનો સત્કાર કર્યો.

"કેમ હવે તમે વિદ્યાપીઠના સ્નાતક કે સૂતક શું કહેવાય, તે થઈ રહ્યા કે નહિ ?"

"જી, સ્નાતક થયો છું." કલ્યાણજીએ કટાક્ષમાં વાપરેલા "સૂતક" શબ્દ સામે રોષ દર્શાવવા મણીલાલે સ્નાતક શબ્દ ભાર દઈને ઉચ્ચાર્યો.

"ત્યારે હવે શું કરવા માગો છો ?"

"હમણાં તો ખાઈ પીને લહેર કરીએ છીએ......યોગ્ય કામની શોધમાં છું." મણીલાલનો જવાબ સાંભળી તેના પિતાએ તેના પ્રત્યે કાતરદષ્ટિ નાંખી.

ચગોર કલ્યાણજી સમજી ગયા કે પિતા પુત્ર વચ્ચે કંઈ ચકમક ઝરેલી છે.

"મુંબઈ આવોને, કશે ગોઠવી દઈશ. બીજી જગા ન મળે તો મારી કંપનીમાં જગા થશે."

"વારૂ, જોઈશું." મણીલાલે ટુંકમાં પતાવ્યું.

"જીવણજી દેસાઈ, તમારાં પ્રિમિયમ બધાં ભરાઈ ગયાં. હવે તમારે વધુ હપ્તા ભરવાના નથી." કલ્યાણજી પોતાના ધંધાની વાત પર ઉતરી પડયા.

એટલામાં નોકરે ચાહના બે પ્યાલા લાવી જીવણજી તથા કલ્યાણજીની આગળ મૂકયા.

"કેમ, તમે ચાહ નથી પીતા શું ?" કલ્યાણજીએ બોલ્યાજ કરવું જોઇએ એટલે તેમણે મણીલાલને પૂછ્યું.

"ના, જી." મણીલાલે ડોકું ધુણાવી કહ્યું.

"જીવણજી દેસાઇ, તમે જાણો કે ? અમે ચાહ, પાન, બીડીના વ્યસન વગરના માણસોના વીમા સસ્તા દરે ઉતારીએ છીએ. જો તમારે હમણાં મણીલાલનો વીમો ઉતારવો હોય તો વરસ દહાડે પંદર વીસ રૂપીઆ અકારા કરવા પડે, પણ ખાસો રૂપીઆ એક હજારનો વીમો ઉતરે."

"માફ કરજો, કલ્યાણજીભાઇ અમને વીમાનો ધંધો પસંદ નથી અને વીમો ઉતરાવવામાં હું માનતો પણ નથી." મણીલાલે પિતાના વતીનો જવાબ આપી દીધો.

"કેમ, તમને એ સામે કંઇ વિરોધ છે શું ?"

"હા, મોટો વિરોધ છે. લોકોની તમે ઇશ્વરમાંથી શ્રદ્ધા ઉઠાડી લો છો, માણસ માત્રની મોતની બીક રાખવાની જે નબળાઇ તેને તમે વધારો છો અને તેનો ખોટો લાભ ઉઠાવો છો."

"ભાઇ, એ ફિલસુફી તો આજે સાંભળી, બાકી અમે વીમાવાળાઓ ઉદ્યોગ હુન્નરને કેટલું ઉત્તેજન આપીએ છીએ, દટાઇ રહેતી થાપણને કેવી ચલણમાં ફરતી રાખીએ છીએ..."

"એ બધી વાત ખોટી છે. તમે લોકો મઝેથી ઓફિસો ચલાવો છો અને સરકારની ત્રિજોરી તર રાખીને તેને ઉડાઉ અને ખર્ચાળ બનાવો છો..."

"મણીભાઇ, તમે હજી નાહાન છો." કહેતાં કલ્યાણજી જીવણજીની સામે નજર ફેરવી ખડખડાટ હસી પડયા.

જીવણજી આ વાતમાં કંઇ રસ લેતા જણાયા નહિ.

"પેલા રામભાઇ પટેલને મળવા તેને ગામ જાઉં છું." એમ કહી મણીલાલ બેઉ વડીલોને એકલા છોડી ચાલ્યો ગયો.

જીવણજીને તેથી ટાઢક વળી કે થોડીવાર ઉપર પિતાપુત્ર વચ્ચે જે પ્રકારનો વિવાદ થયો હતો તેવો વિવાદ કલ્યાણજીની હાજરીમાં થવાનો ભય રહ્યો નહિ. મણીલાલના ગયા પછી વાતગરા કલ્યાણજી બોલ્યા :

"ભાઇ સાહેબ મગજના ફરેલા દેખાય છે. હોયજને, જેવા બાપ તેવા બેટા."

"ના, ભાઇ ના, બેટો બાપ જેવો નથી. અમારા વિચારોમાં ઉધના અને કતારગામ જેટલું અંતર છે......" જીવણજીએ નિસાસો નાંખતા હોય તેવી રીતે જવાબ આપ્યો.

"કંઇ નોકરીએ લગાડી દોને કે પોતાની મેળે ઠંડો પડે." કલ્યાણજીએ સૂચના કરી

"તો ત્રીજે દિવસે શેઠીઆઓ કે ઉપરીઓ સાથે લડીને નીકળી જાય તેવો છે."

"વિચારોમાં ભિન્નતા એટલે જરા ગાંધીજી જેવા ખ્યાલ ધરાવતો હશે એજ ને?"

"ફક્ત ખ્યાલ ધરાવતો નથી, પણ ગાંધીજીના અશક્ય આદર્શોને આચારમાં મેળવા મંડયો છે."

"મેળવવા મંડયો છે કે મેળવવા માગે છે?"

"માગે છે શું? મંડયો છે. ઢેડાંઓને છડે ચોક અડકે છે અને અડકીને નહાતો પણ નથી..."

"એટલી હદ સુધી વાત ગઇ છે એમ?"

બેઉ જણ થોડીવાર મૌન બેઠા. પછી કલ્યાણજીએ કહ્યું:

"એક ઉપાય છે. પણ તમે કહેશો કે મેં વળી સ્વાર્થની વાત કાઢી..."

"ના, ના, બોલોને. જે ઉપાય બતાવવો હોય તે બતાવોને..."

"જુવાન છોકરાને પરણાવી દો, તો પછી બધાં ધતીંગ પડતાં મેલે. એમાં ચિત્ત ચોંટે તો બીજું બધું ભૂલી જાય..."

જાણે એ વાત માનતા ન હોય તેવી આંખ કરી જીવણજી જોવા લાગ્યા.

"આપણીજ જુવાની સંભારો ને! અને હમણાં તો પાછો જમાનોય બદલાયો છે. અંગ્રેજી કેળવણીથી જુવાનોના માથાં ફરી જાય છે, તેમાં ગાંધીજીના સિદ્ધાંતોનો પ્રચાર થયો છે, એટલે વાંદરાઓને નિસરણી મળ્યા જેવું થયું છે."

"ચાલો, આપણે બહાર જઇએ. મારો મહાદેવનાં દર્શન કરવાનો વખત થયો છે. ત્યાં બેસી આપણે વાતો કરીશું."

એમ કહી જીવણજીએ કપડાં પહેર્યાં અને બેઉ જણ ગામને પાદરે શિવાલયમાં ગયા ત્યાં દર્શન કર્યાં પછી બન્ને જણા દહેરાંના ઓટલા પર બેઠા, એટલે જીવણજીએ વાત શરૂ કરી:

"તમે સૂચવો છો તે ઉપાય મારે ગળે ઉતરે છે. હવે એ વાત ચાળવવા માંડીશું."

"ચાળવવાનું કામ નથી." કલ્યાણજી પોતાના સાધ્ય વિષય ઉપર આવ્યા, "ચાળવવાનું એટલે કન્યા શોધવાનું કેની? તમારે કન્યા શોધવા દૂર જવું પડે તેમ નથી. મારી દુગી' ઉપવર થવા આવી છે."

"વારુ, તમારી દુગી'ને સ્વીકારીએ, પણ તમે વાંકડો શો આપશો?"

"અલ્યા, જીવણજી દેસાઇ, મિત્ર પાસે તે વળી વાંકડો માગવાનો હોય?"

'ના, ના, વ્યવહારની વાતમાં મૈત્રી નહિ ચાલે. મને બીજેથી વાંકડો મળતો હોય, અને તમારે બીજે ઠેકાણે વાંકડો આપવો પડતો હોય, તો મને શા માટે નહિ આપો?"

"અરે પણ તમે તમારા પુત્રનો સ્વભાવ જાણો છો કે? તે હશે સુધારક વિચારનો; અને મારી પાસેથી તો શું પણ કોઇની પાસે વાંકડો લઇને પરણવાનો નથી. એટલે જો એ પ્રશ્નની આડ નીકળી જતી હોય નો મારી દીકરીને તમે શા માટે પસંદગી નહિ આપો? ખાસી મેં'ટ્રિક સુધી ભણેલી છે અને હજીય વધુ અભ્યાસ કરવાની છે."

કલ્યાણજીએ બતાવેલો આ ભય પણ જીવણજીના મનમાં ઠરયો, એટલે દરખાસ્ત સ્વીકાર્યા સિવાય તેને છુટકો દેખાયો નહિ. તેણે કહ્યું:

"વારુ, ત્યારે આજની રાત રહી જાઓ અને કાલે સવારે પાંચ સગાંને બોલાવી વેવિશાળ જાહેર કરીએ."

'અરે, ના, ના. એવી ઉતાવળ કરવાની જરૂર નથી. જુવાનોનાં ભેજાં સાથે બહુ સમાલીને કામ લેવાનું છે. આપણે કાલે વેવિશાળ કરીએ, એટલે ભાઇસાહેબ તરતજ મિજાજ ગુમાવી બેસશે અને કહેશે કે મને પૂછ્યા વગર અને મારાં લગ્નની બાબતમાં બીજાઓને ચોકઠાં ગોઠવવાનો કે દલાલી કરવાનો શો હક છે?"

"કલ્યાણજી, તમે મુંબઇમાં રહીને બહુ ઘડાયા લાગો છો હું!" જીવણજીએ કલ્યાણજીની બુદ્ધિની પ્રશંસા કરી.

"મુંબઇનાં શું? ઘાટે ઘાટનાં પાણી પીધાં છે. જુવાનિયાઓમાં હમણાં પોતેજ કન્યા પસંદ કરીને પરણવાનો પવન ફેલાયો છે. તેઓ માટે આપણે ગમે તેવુ સારૂં જોડું ગોઠવીએ તો પણ જો તેઓને પૂછીએ નહિ તો મામલો વણસ્યોજ સમજવો. તેઓ વ્યવહારમાં નાટકના કે નવલકથાના મુખ્ય નાયકના જેવો ભાગ ભજવવા તૈયાર થઇ જાય છે!" કલ્યાણજીએ પોતાનો અનુભવ દર્શાવ્યો.

"ત્યારે કામ પાર પાડવું શી રીતે?"

"જુઓ, હમણાંના જુવાનિયાઓની મનોદશા હું તમને સમજાવું. તેમની ઉગતી જુવાનીમાં જે યુવતી તેમની પ્રથમ નજરે પડે છે, તેની સાથે સંવનન કર્યા પછી, વરસ વંટોળ સાથે હરવા ફરવાનાં ધિંગાણાં મચાવ્યા પછી લગ્ન કરવાં એવી તેઓની અભિલાષા હોય છે. આપણા કરતાં તેઓમાં સ્ત્રી સન્માનની લાગણી ઘણીજ વધારે હોય છે, એટલે પ્રથમ નજરે પડનાર કુમારિકા જેવી હોય તેવી, છાણાં વીણતી હોય તોય, રાજાને ગમેલી રાણી જેવી થઇ જાય છે."

"હા,......"

"અને તમારો પુત્ર સામાન્ય જુવાનોમાં કંઇ અપવાદ જેવો નથી. માટે તેને કંઇ પણ બહાને મુંબઇ મોકલો. મુબઇમાં હું તેને મારે ઘેર તેડી જઇશ......અને તેની તથા દુર્ગીની દૃષ્ટાદૃષ્ટ મળતાં..."

"સમજ્યો, સમજ્યો."

"આવી યુક્તિ કર્યા વગર જો આપણે વેવિશાળ કરીએ તો હું તમને ખાત્રીથી કહું છું કે તેમાં વિઘ્ન ઉપસ્થિત થયા વગર રહેજ નહિ."

પછી શિવાલયથી બેઉ જણ ઘેર આવ્યા. બીજે દિવસે સવારે કલ્યાણજી જતા રહ્યા. જીવણજીએ પોતાની સ્ત્રીને પણ મજકુર મસલેહતથી અજાણ રહેવા દીધી.

---

## પ્રકરણ ૩ જું ગાંધીશિક્ષણનો પ્રયોગ

રામભાઈ પટેલનું ગામ ડુંગરપુર રાજપુરથી ચાર ગાઉ છેટે નદીકાંઠે વસેલું હતું. દશ વરસ પહેલાં ગામની ખ્યાતી કંઈજ નહોતી, પણ જ્યારથી રામભાઈ પટેલે ગામમાં વસીને ત્યાં પોતાની વાડી ઉછેરી અને વણાટશાળા ચાલુ કરી ત્યારથી આસપાસનાં ગામોનાં ખેડુતો માટે એ ગામ જાણે યાત્રાનાં ધામ જેવું બની ગયું હતું. જીલ્લામાં ફરવા નીકળતા અમલદારો રામભાઈની વાડી અને વણાટશાળા જોયા વગર ચૂકતા નહિ.

મણીલાલ પાછલે પહોરે ડુંગરપુર પહોંચ્યો, ત્યારે ઝાંપા આગળ બાળકો વાછડાં સાથે રમી રહ્યાં હતાં; રામભાઈની સ્ત્રી હાથમાં મટુકી લઈને ગાયો દોહવા નીકળતી હતી; એક ખુણામાં નોકરો બળદોના ચારાપાણીની વ્યવસ્થા કરતા હતા; અને રામભાઈ પટેલ પોતે, કેટલાક આગંતુક ખેડુતોને આંબાના ઉછેરની નવી રીત સમજાવતા હતા.

"આવો, મણીભાઈ." ઝાંપા આગળથી પ્રવેશ કરતા મણીલાલને જોઈને રામભાઈએ તેને આવકાર આપ્યો.

પોતાને ઘેર કેટલીક વખત આવેલા હોવાથી રામભાઈને મણીલાલ ઓળખતો હતો ખરો; પણ તેમની વાડી અથવા વણાટશાળા જોવા તે કદી આવ્યો નહોતો. લોકોને મોઢે તેની ખ્યાતી સાંભળીને તે જોવા જવાનો તે વિચાર કરતો હતો. તેવામાં રામભાઈએ પોતેજ તેને પત્ર લખીને મળવા બોલાવ્યો હતો.

"ગરીબની ઝુંપડી પાવન કરવાની આખરે તમને ફુરસદ મળી ખરી." રામભાઈએ વિવેક કર્યો.

રામભાઇને ત્યાં મહેમાન આવેલા સમજીને ખેડુતો તેમની રજા લઇ વિદાય થયા. તેઓના ગયા પછી મણીલાલે ટકોર કરી:

"રામભાઇ, તમે ડુંગરપુરને જાણે બીજું ગોકુળિયુજ બનાવી મેલ્યું લાગે છે. તમારી વાડી, તેની વચ્ચે બાંધેલું ઘર, ઝાંપાની સામેજ આવી રહેલી નદી, સામે કાંઠે દેખાતાં ગામો, નદીનાં બેઉ કાંઠે આવેલાં ભાઠાંઓમાં કામ કરતા ખેડુતો; સાંજને વખતે પાછાં ફરતાં ઢોરો; બાળકોના કિલકિલાટ, ગોવાળોની ધમાલ; આ બધાં દૃશ્યો ખરેખર સુખાવહ છે. તમે ધંધો અને ક્ષેત્ર બેઉની રૂડી પસંદગી કરી છે."

"ખેડુત અને વણકરનાં સુંદર જીવનની કલ્પના મહાત્મા ગાંધીની છે. મારી વાડી અને વણાટશાળાનો મૂળ નમુનો સાબરમતીનો આશ્રમ છે. આશ્રમનાં ધ્યેય, આદર્શ અને રચના ઉપર મેં બીજાઓ કરતાં જરા વધારે વિચાર કર્યો અને તેને આચારમાં મેલીને આ પરિણામ નીપજાવ્યું છે."

"રામભાઇ, તમને ખબરતો હશે કે કલકત્તા યુનિવર્સિટિના મહુંમ ચાન્સેલર સર અસુતોષ મુકરજીએ બંગાળાના કેળવાયેલા બેકારોને ઠેકાણે પાડવા તેઓને ખેતીવાડીના ધંધામાં નાંખવાની યોજના હતી. તે બિચારા જો દશ વરસ વધુ જીવ્યા હોત તો બંગાળી યુવકોનું નસીબનું પાંદડું ફરી ગયું હોત...."

"સર અસુતોષે પોતાની યોજના જાહેર કર્યા પછી મને મારાં કામમાં વધારે ઉત્તેજન મળ્યું હતું; બાકી આજે તો મારે તમારી આગળ કબુલ કરવું જોઇએ કે પહેલાં તો આ ધંધામાં પડતાં મને બહુ શરમ લાગતી હતી; કારણ કે લોકો એમ બોલતા કે ખેતીનો

ધંધો તો અભણો માટે છે. તેઓની સમજણ એવી હતી. અને હજીય છે–કે ભણેલો માણસ ખેતી કરવાનો હતો તો પછી ભણવાની જંજાળમાં શિદને પડયો ?"

આ વખતે રામભાઇની સ્ત્રી ગાય દોહીને આવી; ત્રણેક વરસનું એક દુધમલ બાળક હાથમાં પ્યાલા સાથે "બા દુધ આપ, બા દુધ આપ" કહેતું તેને પગે વીંટળાઇ વળ્યું. એ જોઇ મણીલાલ હસ્યો.

"તમે શો વિચાર આવવાથી હસ્યા, તે કહું, મણીભાઇ?"

"કહો, જોઇએ."

"તમે આવતાંની સાથે મારાં ઘર અને વાડીની ગોકુળ સાથે સરખામણી કરી હતી; ખરૂં ? અને દૂધ માટે તેની બાને પગે વીંટળાતા આ બાળકને જોઇ તમને કૃષ્ણ અને યશોદાનું સ્મરણ થયું ખરૂં ?"

"પણ મને હસવું આવવાનું કારણ તો એ છે કે તમે નંદ જેવા નથી. નંદ બિચારા અંગ્રેજી ભણ્યા નહોતા."

એ સાંભળી રામભાઇએ સ્મિત કર્યું. તેમની સ્ત્રી પણ સ્મિત કરતી ઘરમાં ગઇ.

"મણીભાઇ, તમે મોડા આવ્યા, તેથી વાડી તથા વણાટશાળામાં જે કંઇ બતાવવા જેવું છે તે તો હવે સવારે જ બતાવાશે પણ રાત્રે આપણને વાતચિત કરવાનો લાભ મળી શકશે. તમારી પાસેથી મને કંઇ જાણવાનું મળશે."

"રામભાઇ, હવે વિવેક રેહેવા દો ને. તમે મારાથી મોટા છો, વધુ અનુભવી છો, જીંદગીમાં કંઇ કરી બતાવ્યું છે: અમારે તો તમારૂં અનુકરણ કરતું રહ્યું."

"હું તો ધારૂં છું કે થોડા વખત પછી એવો જમાનો શરૂ થશે કે જેમાં તમે જુવાનો ફાળે ને ફાળે આગળ વધશો અને અમે પાછળ ધસડાતાંય તમને પહોંચી વળવાના નથી."

એવામાં રામભાઇની એક મોટી છોકરીએ આવી ને પૂછ્યું:

"મણીકાકા, બા પૂછાવે છે કે તમને રાંધતાં આવડે છે કે? જો આવડતું હોય તો વાડામાં ચાલો; ચોકમાં તમને રસોઇ કરવાની સામગ્રી કાઢી આપે."

"તારી બાને કહે કે મણીભાઇ આપણી સાથે જ વાળુ કરશે." રામભાઇએ મણીલાલના વતી જવાબ આપી દીધો. છોકરી આશ્ચર્ય પામતી ઘરમાં ગઇ અને બેઉ જણાને વળી હસવું આવ્યું.

"ભાઇ, શહેરોમાં તો વર્ણાન્તર ભોજન, વર્ણાન્તર લગ્ન અને અસ્પશ્યતા નિવારણની હિલચાલો જોસભેર ચાલે છે, પણ અહિં ગામડાંઓમાં તો હજી ભાણાઅંતર પણ ટળ્યો નથી." રામભાઇએ નિરાશ સ્વરે કહ્યું.

"હું તો આશા રાખું છું કે દેશમાં કોઇવાર કોઇ મહાન ચળવળનું એવું પ્રચંડ મોજું ફરી વળશે કે જેમાં યુગયુગના રૂઢી બંધનો તુટી જશે" મણીલાલે આશાવાદ દર્શાવ્યો.

રામભાઇએ ડોકું ધુણાવ્યું.

આ વખતે જોડેના ઘરમાં ઘંટ વાગ્યો; તે સાંભળી રામભાઇ ઊઠયાઃ

"ચાલો, મણીભાઇ, અમારો પ્રાર્થનાનો વખત થયો છે; તમે પણ સાથે ચાલો."

બેઉ જણા પડોશનાં ઘરમાં ગયા; એ ઘર વગર માળનું હતું. તેમાં એક સળંગ પરસાળ હતી. બે દિવાલો સાથે પુસ્તક ભરેલા કબાટ ગોઠવેલાં હતાં અને કબાટની આગળ બેસવાના બાંકડા પડેલા હતા. આ ઘર સવારસાંજ પ્રાર્થનાગૃહ તરીકે અને દિવસે પુસ્તકાલય તરીકે વપરાતુ. પ્રાર્થનામાં ઘરનાં માણસો સાથે સર્વ નોકરચાકરને ભેળાવાની ફરજ પાડવામાં આવતી હતી; પણ ગામમાંના માણસો, તો જેને આવવું હોય તેજ આવતા.

રામભાઇની મોટી છોકરીએ પૂર્ણ ગંભીરતા સાથે ભજન ગાયું અને બીજાં બધાંએ તે ઝીલ્યું:

"ન્હોતું અસત્ નવ હતું સત્ કંઇ સમે તે,
ના અંતરિક્ષ નવ વ્યોમ હતું પરે કે;
* * * *
તે ક્રાન્તદર્શી કવિઓ નિજ બુદ્ધિ યોગે,
મધ્યે અસત્ તણી રહ્યું સત્ એમ જાણે;
* * * *
ક્યાંથી જગત્ પ્રકટ વિસ્તૃત ક્યાંથી થાય,
દેવો થયા પણ હતા, પ્રગટ્યા પછી આ;
* * * *
અધ્યક્ષ જે પરમ વ્યોમ વિષે વિરાજ્યા,
તે જાણતા કદી હશે નવ જાણતા વા!"

યંત્રવત્ સૌ ભજન કરવા એકઠાં થયાં અને ભજન ગાઇ ચુપચુપ સૌ પોતાને સ્થાને ગયાં.

તે પછી વાળુ કરી રામભાઇ અને મણીલાલ પાછા વાતો કરવા બેઠા. મણીલાલે કહ્યું :

"રામભાઇ, તમારે વિષે મેં સાંભળ્યું તો બહુ છે પણ મને તમે માંડીને કહો કે તમે નજર આગળ શું ધ્યેય રાખીને કાર્ય કરી રહ્યા છો. એ પૂછવાજ હું આવ્યો છું."

"મણીભાઇ, તે વિષે તમને હું જે વાત કહું તેમાં એટલું ધ્યાનમાં રાખજો કે મેં જે કામ આદર્યું છે તેનો મૂળ વિચારક હું નથી. જગતમાં મેં જે જોયું છે તે બીજાઓનું એટલે કે આગેવાનોનું બતાવેલું જોયું છે; દેશની અત્યારની સ્થિતિનાં કારણો અને તેના ઉપાયો નેતાઓએ દર્શાવ્યા તેમ મેં જોયા; પણ બીજાઓએ તે ઉપર ધ્યાન આપ્યું નહિ; કેળવાયેલો વર્ગ અમુક સંસ્થિતિ અને અમુક આદર્શને અશક્ય લેખવા લાગ્યો; તેને મેં શક્ય અને સાધ્ય કરવા પ્રયત્ન કર્યો.

"સંસારના સર્વ દુઃખોમાં ગરિબાઇ મને સૌથી મોટું દુઃખ દેખાયું. મનુષ્યના આચાર વિચાર ઉપર તેનાં સ્થિતિ અને સંયોગોની પ્રબળ અસર થાય છે. એ સ્થિતિ અને સંયોગો ખરા મનુષ્યને આપણી સમક્ષ તદ્દન ખોટાં રૂપમાં રજુ કરે છે, અને તે રૂપમાં જોઇ આપણે તેને વખોડવા કે વખાણવાનું સાહસ કરી બેસીએ છીએ. કુદરતી કારણોથી આવેલી ગરિબાઇ કદાચ વેઠી લઇએ; પણ આર્થિક પરાધીનતા, આજીવિકા માટે પરાવલંબન, તો જરાય વેઠી

લેવા જેવાં નથી. નોકરી, સરકારી કે ખાનગી, ઓછા પગારની કે વધુ પગારની, આર્થિક પરાધીનતાનું છેલ્લું પગથિયું છે, આત્માના વિકાસનો અવરોધ કરનારૂં અથવા તેને ગર્તામાં નાંખનારૂં જો કંઇ પણ કામ હોય તો તે નોકરી છે. છતાં આપણો કેળવાયેલો અને કેળવાતો યુવક સમુદાય નોકરી માટે ફાંફાં મારે છે; નથી મળતી તો કેટલાક તો આપઘાત પણ કરે છે. એનો મોહ એટલો બધો વધી ગયો છે કે ભણેલાને હાથમજુરીનું તથા ખેતીવાડીનું કામ કરતાં શરમ આવે છે. નોકરીમાં કંઇ ફાયદો નથી, કંઇ મળતર નથી, કંઇ બચત નથી, પોતે પરાવલંબી રહી પોતાનાં સ્ત્રી પુત્રને પણ પરાવલંબી રાખે છે અને કદાચ અકાળ મરણ થયું તો તેમને નિરાધાર પણ કરી જાય છે, છતાં એ હજી છુટતો નથી. હું પોતે પણ તેમાં સપડાયો હતો, નોકરી કરવી સાલતી હતી પણ તે છોડવી ગમતી નહોતી. છેવટે સંવત ૧૯૭૮ માં મહાત્મા ગાંધીને પકડીને તેમની સામે મુકદ્દમો કરવામાં આવ્યો ત્યારે તેમણે જ્યારે એમ કહીને પોતાની ઓળખ આપી કે 'હું ખેડુત અને વણકર છું' ત્યારે મને હિંમત આવી. નોકરી છોડી હું અહિં આવ્યો અને ખેતીનો ધંધો શરૂ કર્યો. અંગ્રેજી ભણેલો માણસ છતી નોકરી છોડીને ખેતી કરવા આવ્યો એ જોઇ ઘણાકોને આશ્ચર્ય લાગ્યું અને નિંદાખોરોએ નિંદા પણ કરી."

"રામભાઇ, એ તો જાણે સમજ્યો પણ ખેતીમાં અભણ ખેડુત કરતાં તમે વિશેષ શું કરી શક્યા, તે હું જાણવા માગું છું. વાડી તો આજકાલ અભણ ખેડુત પણ કરે છે અને કાંતણ વણાટમાં પણ નવું કંઇ નથી...."

"નવું એટલુંજ, મણીભાઇ કે, હું ભણેલો ખેડુત છું, અને માનું છું કે દેશને અભણ ખેડુતોની જરૂર નથી પણ ભણેલા ખેડુતોનીજ જરૂર છે."

'તો અભણ ખેડુત કરતાં તમને મળેલા વધારે ફાયદા બતાવો."

"અભણ ખેડુત આળસુ હોય છે. મોસમમાં કામ કરવું જોઇએ તે વખતે પણ તે બેદરકાર રહે છે. પોતાની આવક જાવકનો અડસટ્ટો તે રાખી શકતો નથી. અભણ હોવાથી તેનું કશે વજન પડતું નથી. ચીજ વેચવામાં અને ચીજ ખરીદવામાં તે લુટાય છે. ભાવમાં મારવા ઉપરાંત લુચ્ચા વેપારીઓ, તોલાટો, વિગેરે તોલ માપમાં પણ તેને સજડ છેતરે છે. નાણાંનો ગરજાઉ હોવાથી તેને ચીજ ગમે તેમ વેચી દેવી પડે છે. માલ સંઘરવાની તેની શકિત હોતી નથી. શાહુકારો તેની પાસે વ્યાજ વધારે લે છે; થોડા નાણાંમાં તેનાં ઘરબાર જરજમીન લખાવી લે છે અને સાણસામાં સપડાવી વખત આવવે તે પડાવી લે છે અને તેને પાયમાલ કરે છે. મરણ પરણના સામાજીક ખર્ચ પોતાની સ્થિતિ પહોંચતી ન હોય તોય તે કરે છે અથવા બીજાઓ ખર્ચ કરવાની તેને ફરજ પાડે છે. આરોગ્યના નિયમોનું તેને ભાન હોતું નથી. તેથી કેટલીકવાર મોસમમાં કામ કરવાની ખરી તકે તે બિમાર પડે છે. આરોગ્યશાસ્ત્રના અજ્ઞાનથી તેની પ્રજા પણ રોગિષ્ટ રહે છે; રોગમાંથી ઉગરીને જીવે તો બુદ્ધિ વગરનું જડસુ જીવન ગુજારે છે. પોતાના ધંધા માટે તેને આદર હોતો નથી. પોતાનાં કામમાં તે ઉત્સાહ રાખતો નથી. ધન મેળવવા બીજાઓ જે વ્યવસાય કરે છે તેવા વ્યવસાય કરવા દેખાદેખીએ તે પણ તૈયાર થઇ

જાય છે. પશુ પાલનમાં પણ તે તેટલોજ અજ્ઞાન-પશુના ખોરાક, રોગ વિગેરેનું તેને કંઇ ભાન નહિ. તે જેમ પોતે કેટલું કામ કરવું જોઇએ તે જાણતો નથી, તેમ ઢોર પાસે કેટલું કામ લઇ શકાય તેય જાણતો નથી. પરિણામે તે, તેની પ્રજા અને તેનાં ઢોર, બધાંય પામર જીવન જીવી અકાળે મરણ શરણ થાય છે."

"હા એ બધું ખરૂં. હવે મને સમજણ પડી કે ખેડુતને કેળવવાની સૌથી મોટી જરૂર છે. દેશને તારે તો તે ભણેલો ખેડુતજ તારી શકે."

"હવે એટલું તો તમે જોઇ શકયા ને કે અભણ ખેડુત કરતાં મને ઉપાધિઓ ઓછીજ વળગી શકે છે."

"હા...પછી ?"

"હવે મારાં કાર્યની નૈતિક અસર તપાસો. હું અંગ્રેજી ભણેલો હોવા છતાં ખોદું, હળ ખેડું, વજન ઉંચકું, ઢોરની માજવત કરૂં; મારાં ઘરમાં અને ઢોરની કોઢારમાં આરોગ્યના નિયમાનુસાર વ્યવસ્થા કરૂં; ખાતર માટે કાળજી રાખું; જુદા જુદા કસની માટીઓ મેળવું; ફળફળાદિની જાત સુધારૂં, અમારાં ગામ સાથે વ્યવહાર ધરાવનારાં આસપાસના ગામોના રસ્તાના ખાડા પૂરાવું, ટેકરા ખોદાવું, વિગેરે વિગેરે કરૂં—આ કામોનું બધે અનુકરણ થાય છે. કાંતણ, પિંજણ અને વણાટકામ સત્યાગ્રહ આશ્રમમાંથી એક સ્વયંસેવક ભાઇ અહિં આવીને ઘેરે ઘેર જઇ શીખવી ગયા છે. અને એક સૌથી અગત્યનું કંઇ પરિણામ આવ્યું છે તે તમે કલ્પી શકો છો ?"

"કહોને,"

"જ્ઞાન પ્રચાર. હું સારાં વર્તમાન પત્રો, માસિકો, નોવેલો વિગેરે મંગાવું છું. તેનો લાભ મારૂં આખું ગામ લે છે, એટલુંજ નહિ, પણ આસપાસનાં ગામો સુધ્ધાં તેનો ફાયદો ઉઠાવે છે. અમે રાજદ્વારી, સામાજીક ધાર્મિક સાહિત્ય સંબંધી, ખેતી અને વેપાર વણજને લગતી સર્વ બાબતોની ચર્ચા કરીએ છીએ. દશ વરસ ઉપર લોકો ખાતા અને ઉંઘતા; નિંદા કુથલી કરતા કે વઢવાડ કરતા. આજે તેઓનાં માનસિક વિકાસ માટે સાધન છે, તેઓમાં રાષ્ટ્રભાવના જાગૃત થઇ છે. આ બધું મારા એકલાને લીધે થયું છે, બોલો, શહેરમાં રહીને હું પ્રો. ખુશાલશાહ કે મનુ સુબેદાર જેવો મહાન અર્થશાસ્ત્રી થયો હોત, કે હિંદ સેવક સંઘની ઓફિસમાં બેઠો બેઠો હિંદની અનેકવિધ દુર્દશાનો અભ્યાસ કર્યા કરતો હોત, તો આવું વ્યવહારૂ રચનાત્મક કાર્ય થાત ખરૂં ?"

"હવે, એક પ્રશ્ન, રામભાઇ."

"પૂછો."

"તમને એમ નથી લાગતું કે જ્યાં સુધી સામાજીક અને રાજ્યદ્વારી વ્યવસ્થા મનુષ્ય માત્રને વિકાસપંથે દોરે એવી રચવામાં નહિ આવે ત્યાં સુધી તમારા જેવા છુટા છવાયાં માણસનાં કાર્યો અફળ નીવડે છે ?"

"ના, ના, નહિ કલ્યાણકૃત્ કશ્ચિત્ દુર્ગતિ તાત ગચ્છતિ, સારૂં કામ કદી અફળ નીવડતુંજ નથી."

બીજે દિવસે સવારે મણીલાલ, રામભાઇની વાડી, વણાટશાળા, તેનું ગામ, ગામ લોકની રહેણી કરણી, શારીરિક તેમજ માનસિક સ્થિતિ વિગેરે અભ્યાસપૂર્વક તપાસીને પોતાને ગામ ગયો.

ઘેર જતાંની સાથે તેના પિતાએ તેના હાથમાં એક પત્ર મેલ્યો. તેમાં એમ લખેલું હતું કે ગુજરાત વિદ્યાપીઠમાંથી સ્નાતક થઇને નીકળનાર પહેલ વહેલા યુવક તરીકે જ્ઞાતિના યુવકો તેમજ બીજાઓ તેમને સુરતમાં માનપત્ર આપવા બોલાવતા હતા અને તે આમંત્રણ તેમણે સ્વીકારવું.

મણીલાલે આમંત્રણ સ્વીકાર્યાનો વળતો જવાબ લખી મોકલ્યો.

---

## પ્રકરણ ૪ થું. માનપત્ર.

મણીલાલને માનપત્ર આપવા જ્ઞાતિના યુવક મંડળે સુરતમાં દમાળ માળવીની વાડી ભાડે લીધી હતી અને તેને ફુલ તોરણો તથા ધ્વજા પતાકાથી શણગારી હતી. નીમેલે વખતે યુવક મંડળના કાર્યવાહકો તથા સભાસદો પોત પોતાની મિત્ર મંડળી સહિત હાજર થયા અને મણીલાલ પણ વખતસર આવી પહોંચ્યો. વાડીના દરવાજા આગળ સ્વાગત સમિતિના સભ્યોએ તેને આવકાર આપ્યો અને તાળીઓના ધ્વનિ વચ્ચે તેણે તથા બીજાઓએ વ્યાસપીઠ ઉપર બેઠક લીધા પછી મેળાવડાનો કાર્યક્રમ શરૂ કરવામાં આવ્યો.

સૌથી પહેલાં બાળાઓએ ઇશ્વર સ્તવન કર્યું. પછી રા. વસનજી વસીએ પ્રસ્તાવ રજુ કર્યો કે આજના મેળવડાનું પ્રમુખસ્થાન શ્રી. નાગરજીભાઇએ લેવું.

રા. વસનજી વસીએ જણાવ્યું કે આજના મેળાવડા માટે શ્રી. નાગરજીભાઇ જેવા જ્ઞાતિના હિતેચ્છુ, જ્ઞાતિના ઉત્કર્ષ માટે અહર્નિશ ઉદ્યમ કરનાર અને જ્ઞાતિમાં સુધારા કરવાની સતત ધગશ ધરાવનાર ગૃહસ્થ મળ્યા છે તે આપણાં અહોભાગ્ય છે. (તાળી.) પોતાની સલાહથી એમણે સેંકડો માણસોનાં કાજ સુધાર્યાં છે; વિદ્યાર્થીઓને સહાયતા અપાવી છે; ઘણેકોને નોકરી અપાવવા વગવસીલો વાપર્યો છે; અને તન તથા ધનથી જ્ઞાતિની સર્વદૈશિક પ્રગતિ માટે જે થઇ શકતું હોય તે કરવા એઓ શ્રીમાન ચૂકતા નથી. હું આશા રાખું છું કે તમો સર્વ સભ્યો મારા પ્રસ્તાવને વધાવી લેશો. (તાળી.)

રા. પરાગજી પેઢીવાળાએ પ્રસ્તાવનું સમર્થન કર્યા પછી શ્રી. નાગરજીભાઇએ પ્રમુખસ્થાન લીધું અને નીચે મુજબ ટુંક વિવેચન કર્યું:—

"બંધુઓ: પ્રથમ તો હું તમો સર્વેનો મને આ પ્રમુખસ્થાન આપવા માટે આભાર માનીશ. હું મારી ત્રુટિઓ સમજું છું અને એમ પણ સમજું છું કે આજનાં કાર્ય માટે મારા કરતાં કોઇ વધુ લાયક ગૃહસ્થને તમો પસંદ કરી શકયા હોત; પણ તમોએ એ માન મનેજ આપવાનું ઉચિત ધાર્યું તો તે માટે હું તમારો ફરીથી ઉપકાર માનું છું. બંધુઓ, આપણે આજે અત્રે શા કારણથી એકત્ર થયા છીએ; તે તમે જાણો છો. આપણી જ્ઞાતિના આભૂષણરૂપ ભાઇ શ્રી મણીભાઇને માનપત્ર આપી આપણે તેમનું યોગ્ય વર્ચસ્વ સ્થાપવા માગીએ છીએ. જ્ઞાતિના યુવકોમાં અનોખા તરી આવે અને સામાના મગજ ઉપર પોતાનાં વ્યક્તિત્વની ખાસ છાપ તરત પાડે એવા યુવક શ્રી. મણીભાઇ છે. આ પ્રગતિશીલ વર્તમાન કાળમાં શ્રી. મણીભાઇ જેવા યુવકો તરફથી આપણે ઘણી ઘણી આશા રાખી શકીએ છીએ. આપણા સામાજીક સડા હજી નિર્મૂળ થયા નથી, આપણી કેળવણીનું પ્રમાણ હજીય પૂરતું થયેલું ગણાય નહિ, આપણી આર્થિક સ્થિતિ સંગીન બનાવવા હજી ઘણું કરવાનું બાકી રહે છે. કુરૂઢીઓ કહી શકાય એવી કેટલીક રૂઢીઓ આપણામાં છે. સ્ત્રી કેળવણીમાં આપણાથી ઉતરતી ગણાતી કેટલીક જ્ઞાતિઓ આગળ છે. આપણી લગ્નની પદ્ધતિ પણ જમાનાનુસાર વિચાર કરવા જેવી થઇ પડી છે. બીજા નાના નાના પ્રશ્નોને છેડવાની હું જરૂર જોતો નથી. આ બધી બાબતોની યોગ્ય છણાવટ કરવી રહી છે. જ્ઞાતિના

માસિકો મારફત મઝેનું પ્રચાર કાર્ય થઇ રહ્યું છે તો પણ વિશેષ કરવાનું બાકી રહે છે. આ કાર્યોમાં શ્રી. મણીભાઇની તન મન અને ધનની મદદ માટે આપણે આશા રાખી શકીએ. પ્રભુએ તેમને સારા સંયોગોમાં મૂકયા છે; સંસ્કારી પિતાને ઘેર તેમનો જન્મ થયો છે; તેમની સંપત્તિની પ્રાપ્તિ પણ સારી છે. મણીભાઇએ યોગ્ય વિદ્યા પણ પ્રાપ્ત કરી છે. તેઓ ધારે તો એકને હાથે પણ જ્ઞાતિનો ઉત્કર્ષ સાધી શકે તેમ છે. તેઓ જ્ઞાતિ ઉત્કર્ષ સાધવા કશું ધારતા ન હોય એમ સૂચવવાનો મારો હેતુ નથી; પરંતુ, બંધુઓ, આ કાળમાં તો માગ્યા સિવાય મા પણ નહિ પીરસે, તેમ એક વ્યકિત તરફથી આપણે જે જે અપેક્ષા રાખીએ તે તે તેને આવા પ્રસંગ મેળવી સ્પષ્ટપણે કહેવી જોઇએ. હું ધારૂં છું કે શ્રી. મણીભાઇ આ બધી સૂચનાઓપ્રત્યે પૂરતો વિચાર કરશે અને પોતાની યુવાવસ્થા, તથા સંપત્તિનો જ્ઞાતિહિતના કાર્યોમાં ઉપયોગ કરશે."

શ્રી. નાગરજીભાઇના વિવેચન દરમ્યાન ઘણીવાર તાળીઓ પડી હતી એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

પછી પ્રમુખની આજ્ઞાથી રા. લલ્લુભાઇ નાયકે નીચે મુજબ માનપત્ર વાંચ્યું:–

"શ્રીમાન સકલગુણ સંપૂર્ણ જીવણજી દેસાઇના કુલદીપક અને જ્ઞાતિના શિરોમણિરૂપ શ્રી. મણીભાઇ:

"અમો જ્ઞાતિના યુવકો તમને આ માનપત્ર આપવાના પ્રસંગને ગૌરવ સાથે વધાવી લઇએ છીએ. તમે એક આદર્શ પિતાને ત્યાં અને એક આદર્શ કુળમાં જન્મ લીધો છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં જે

કહ્યું છે કે શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટો ऽभिजायते ॥ તે બિના તમારાં જીવનમાં ઘટાવી શકાય તેવી છે. તમે યુવાન છો, સુશિક્ષિત છો, ઉત્સાહી છો, તમારામાં દયા છે, માયા છે, પ્રીતિ છે, જ્ઞાતિ માટે અભિમાન છે. જ્ઞાતિના ઉત્કર્ષ માટે તમને ધગશ છે અને હમણાં તો તમારાં જીવનનો પ્રારંભ થતો હોવાથી આંગળી ચીંધી શકાય એવું કાર્ય તમારાથી હજી થયું ન હોય, તો પણ ભવિષ્યમાં તમારા તરફથી સારી આશાઓ બાંધવાને અમને પૂરતાં કારણ છે. તમારા પિતાજીનાં શુભ કાર્યોથી ભાગ્યેજ કોઇ જ્ઞાતિબંધુ અજ્ઞાન હશે; તેમણે ગુપ્ત દાનો કર્યાની વાત હવે ગુપ્ત રહી નથી. અનેક રાંડી રાંડોને તેમણે પાળી છે; અનેક કન્યાઓનાં દાન દીધાં છે. ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન કર્યું છે. નિરાધારોને આધાર આપ્યો છે. નિરાશ્રિતોને આશ્રય આપ્યો છે. તમારા પિતામહ ગાયકવાડી રાજ્યના મહાઅધિકારી હતા; તેઓ તે વખતના મહારાજાઓનાં જમણા હાથરૂપ હતા. પોતાની કારકીર્દીમાં તેમણે જનતાને સુખી કરી હતી, જે માટે હજીય તેના વંશજો તેમનાં યશોગાન ગાય છે. જ્ઞાતિનું ગૌરવ વધારવામાં પણ તેમણે કચાશ રાખી નહોતી. એવા ઉદ્દાત્તચરિત કુળમાં તમે જન્મેલા છો; તેથી પિતા અને પિતામહને શુભ પગલે ચાલી તમે તેઓનાં નામ દીપાવશો, તેઓનાં કુળનું ગૌરવ વધારશો અને જ્ઞાતિસેવામાં યથોચિત ભાગ આપી, તમારાં જીવનને ઉજ્જવળ અને યશસ્વી બનાવશો એમ માનવામાં અમને સંદેહ રાખવાનું જરાય કારણ રહેતું નથી.

"અંતમાં અમે પ્રભુને પ્રાર્થીએ છીએ કે તમે દીર્ઘાયુ થાઓ

સંપત્તિવાન રહો અને અખંડ કીર્તિના કોટ ચણો. ઇત્યલમ્ શુભં ભવતુ, શુભં ભવતુ."

પછી શ્રી. નાગરજીભાઇએ સ્વહસ્તે માનપત્ર અર્પણ કર્યું., અને મણીલાલે માનપત્રનો નીચે પ્રમાણે જવાબ આપ્યો :

"બંધુઓ, તમોએ આપેલાં માનપત્ર માટે હું તમારો આભાર માનું છું. આભાર માનવા ઉપરાંત આ પ્રસંગે વિવેચન કરવું તે કદાચ શિષ્ટાચાર ન કહેવાય તો પણ કેટલીક ચીજો હું કહેવા માગું છું તે કહી દેવાની તમે મને અનુજ્ઞા આપશો. (કહો, કહોના અવાજ.)

"આ સુધરેલા કહેવાતા જમાનામાં કોઇને માઠું નહિ લગાડવાના ઉદ્દેશથી દંભ વાપરવાનો અને અસત્ય કથન કરવાનો એક રીવાજ પડયો છે કે જે શિષ્ટાચારમાં ખપી જાય છે. હું એમ માનું છું કે જો આપણે સત્ય કહીને કોઇને માઠું લગાડવા ઇચ્છતા ન હોઇએ તો બહેત્તર છે કે આપણે મૌન રહેવું પણ અસત્ય કથનો વડે માન આપીને સામાને ખુશ કરવાનો રીવાજ તો હવે બંધજ કરવો જોઇએ. પ્રમુખ મહાશયે કરેલાં વિવેચનમાં તથા મને આપવામાં આવેલાં માનપત્રમાં એવું ઘણું કહેવામાં આવ્યું છે કે જે સત્ય નથી. એમાં અજાણપણે કેટલું અસત્ય કહેવામાં આવ્યું એ અને જાણી જોઇને કેટલું કહેવામાં આવ્યું તે હું સમજી શકું તેમ નથી; એટલે તેમાંના મુદ્દાઓ ધ્યાનમાં રાખીને હું કેટલોક આવશ્યક ખુલાસો કરી દેવા ચાહું છું. મારા પિતામહ ગાયકવાડી રાજ્યમાં મહાલકારી હતા એ વાત સાચી; પણ મહાલકારી તરીકે તેમની કારકીર્દી ઉજ્જવળ હતી એમ વર્તમાન વિચારશ્રેણી અનુસાર હું

કહી શકતો નથી. મહાલકારી તરીકે તેમણે ખેડુતો ઉપર બેહદ જુલમ કર્યા હતા એમ હું જાણું છું. તે ખેડુતોના વંશજોએ પોતે મને તેમ કહ્યું છે. તે ઉપરથી જણાશે કે મારા પિતામહે તે વખતની જનતાને સુખ આપ્યું નહોતું; અને તે જનતાના વંશજો તેમનાં યશોગાન ગાતાં પણ નથી. હમણાં (સંવત ૧૯૮૪ માં) બારડોલી તાલુકાના ખેડુતો પોતાનું મહેસુલ ઘટાડવા જે સત્યાગ્રહ કરી રહ્યા છે અને તેથી અમલદારો તેઓ પર જે ત્રાસ વર્તાવી રહ્યા છે તેવોજ ચાલુ ત્રાસ મારા પિતામહ દરેક ખેડુત અને કારીગર ઉપર વર્તાવતા હતા. માટે, મારા પિતામહ વિષે જે કહ્યું તે દંતકથા જેવું છે. હું કહું છું તે ઇતિહાસ છે."

આટલું સાંભળતાં સભામાં ક્ષોભ વર્ત્યો છતાં સૌએ શાંતિપૂર્વક સાંભળી લેવાનો નિર્ધાર કર્યો છે એ જોઇ મણિલાલે આગળ ચલાવ્યું:

"બંધુઓ; તે પછી એટલું તો તમે કબુલ કરશોજ કે મારા પિતા વિષે હું જેટલું જાણતો હોઉં તેથી વિશેષ જાણવાનો બીજા કોઇનો દાવો હોય નહિ. મારા પિતાશ્રીએ ગુપ્ત દાન કર્યાં નથી; તેમણે કોઇને આશ્રય આપ્યો નથી. હકીકત તેથી ઉલટીજ છે; ઘણાઓની જમીન તેમણે ફસાવીને લઇ લીધી હતી રાંડીરાંડોના અનામત નાણાં તેઓ હજમ કરી ગયા છે. આશ્રય આપવાને બદલે ઘણાકોના આશ્રય અને આધાર તેમણે તોડયા છે."

જરા વિસામો લઇ તથા પાણી પીને મણીલાલે પાછું આગળ ચલાવ્યું:

"સ્વજ્ઞાતિના બાંધવજનોને દબાવીને અથવા પાછળ રાખીને, તથા અન્ય જ્ઞાતિનાં માણસોને લુંટીને ધનવાન થવાથી જો મારાં કુળને ઉંચું ગણવામાં આવતું હોય તો તેવાં ઉંચા કુળમાં હું જન્મ્યો છું એ વાત ખરી; પણ તે મારે માટે તો અફસોસ કરાવનારી ઘટનાજ છે. આટલું જો જાણતા હોત તો મને મારા પિતા પ્રપિતાને પગલે ચાલવાની સલાહ તમોએ ન આપી હોત એમ કહી તમોને હું ન્યાય આપવા ચાહું છું.

"પ્રમુખશ્રીના ભાષણમાં તથા માનપત્રમાં લીટીએ લીટીએ જ્ઞાતિ વિષે નિર્દેશ કરવામાં આવ્યો છે પણ દેશ યા સમગ્ર પ્રજાનાં હિતની વાત ઉચ્ચારવામાં આવી નથી. મહાશયો, તમે શું એમ માનો છો કે બીજી જ્ઞાતિઓ તરફ બેપર્વા રહી આપણે એકલા ક્ષેમ-કુશળતાથી પ્રગતિ કરી શકીએ? બીજી જ્ઞાતિઓના સામાજીક કુરીવાજ, તેઓની અભણતા, અને તેઓની ગરીબાઇ પ્રત્યે દુર્લક્ષ્ય કરી તમે એકલા તેઓ કરતાં આગળ કુચ કરી શકશો? અને ધારો કે કરો તો તે ક્યાં સુધી? કેટલો વખત? બંધુઓ, યાદ રાખજો કે, બીજી જ્ઞાતિઓ કે બીજી કોમોને દબાવી રાખવામાં આપણે દબાયેલા રહીએ છીએ, તેઓને પાછળ રાખવામાં આપણે પાછળ રહીએ છીએ. તેઓને સુધાર્યા વગર આપણે એકલા સુધરી શકવાના નથી. તેઓને કેળવ્યા વગર આપણે કેળવાવાના નથી; તેઓની ગરીબાઇ ટળ્યા વગર આપણી ગરીબાઇ ટળવાની નથી.

"ભાઇઓ, સંસાર સુધારવાને માટે પ્રથમ વ્યક્તિસુધારાની જરૂર છે અને વ્યક્તિસુધારા માટે નૈતિક કેળવણીની જરૂર છે. કેળવણીની

નૈતિક અંતર નીપજાવવા માટે ખુદ રાજ્યતંત્ર અને તેને આશ્રયે કે અનાશ્રયે ચાલતાં વિદ્યાપીઠો નીતિ અને વિકાસક્રમના સિદ્ધાંત ઉપર રચાયેલાં હોવાં જોઇએ. તમે આપણી જ્ઞાતિના કુરીવાજો સંબંધી નિર્દેશ કર્યો છે પણ મેં જોયું છે અને તમે પણ જોતા હશો કે દરેકે દરેક જ્ઞાતિમાં કોઇને કોઇ ભયંકર રૂઢી ઘર ઘાલીને બેઠી છે. વ્યક્તિગત દુરાચાર અને અનીતિ તે સામાજીક દુરાચાર અને અનીતિ બનીને છેવટે રાષ્ટ્રિય અનિષ્ટ તરીકે તરી આવે છે. માટે જ્યાં સુધી વ્યક્તિગત માનસમાં ભારે ઉત્ક્રાંતિ કરવામાં નહિ આવે ત્યાં સુધી જુદી જુદી જ્ઞાતિઓ પોતાની એકશીનું શ્રેય કદી પણ સાધી શકવાની નથી. જ્ઞાતિનાં નાનાં કુંડાળા તે ઇર્ષ્યા, દ્વેષ, અને અસૂયા જેવી મચ્છરરૂપ લાગણીઓ પેદા કરનાર અને વધારનાર ગંદાં પાણીનાં ખાબોચિયાં જેવાં છે. છુટાં છુટાં એ બધાં ખાબોચિયાં સાફ થઇ શકે તેમ છેજ નહિ. કેટલીક જ્ઞાતિઓમાં સ્ત્રી શક્તિ બરબાદ થાય છે; કેટલીક જ્ઞાતિઓમાં પુરૂષ શકિત ક્ષીણ થાય છે; કેટલીક જ્ઞાતિઓમાં નૈતિક લાગણીઓ હણાઇ રહી છે અને સમગ્ર રીતે જોતાં આખાં રાષ્ટ્રનો વિકાસક્રમ અટકી પડયો છે.

"માટે બંધુઓ, હવે એકલો જ્ઞાતિસુધારણાનો વિષય પડતો મેલો. કવીશ્વર દલપતરામને તમે પૂજો છો; પણ તેમનું લખેલું વેનચરિત્ર વાંચ્યા પછી આજે ૫૦ વરસે પણ જ્ઞાતિમાં પાંચ વિધવાઓનાં પુનર્લગ્ન થયાં નથી. વૃદ્ધ લગ્ન, કન્યા વિક્રય, વરવિક્રય અને સાટાં તેખડાંની કુરૂઢીઓ વિરૂદ્ધ ખાંડીબંધ પુસ્તકો પ્રગટ થયાં છે અને વંચાયાં છે; પણ તેની આપણી અથવા તો બીજી જ્ઞાતિઓ ઉપર જોઇએ

તેટલી અસર થઇ નથી. માટે એ નિષ્ફળ શસ્ત્રનો ત્યાગ કરો. Leave thinking in terms of caste, learn to think in terms of nation, in terms of equality, in terms of freedom and in terms of humanity —તમે કોઇ જ્ઞાતિના માણસ છો એ ભૂલી જાઓ; તમે પ્રજાના એક અંગ છો, પ્રજાનાં બધાંજ અંગો સમાન અને સ્વતંત્ર છે અને તમે મનુષ્યજ છે.—તેથી વિશેષ કંઇ નહિ, એવી રીતેજ વિચાર કરતાં શીખો."

આટલું બોલી મણીલાલ બેસી ગયો. સભામાંના કોઇ પણ શ્રોતાજને તેનાં વિવેચન દરમ્યાન કશી પણ ગરબડ કરી નહિ; એ બિનાની નોંધ લેવી ઘટે છે.

પછી ઉપાહાર લેવાયા બાદ મેળાવડો વિસર્જન થયો.

---

## પ્રકરણ ૫ મું          પાદરી સાહેબ.

માનપત્ર મેળવ્યા પછી મણીલાલ બીજે દિવસે બારડોલીનો સત્યાગ્રહ જોવા ગયો. ત્રણેક દિવસ સ્વયંસેવકો સાથે બારડોલીની આસપાસનાં ગામોમાં ફરીને સત્યાગ્રહનું સ્વરૂપ તે સમજ્યો. વીસમી સદીના કહેવાતા સુધરેલા સમયમાં બારડોલી તાલુકાના ખેડુતોની સ્થિતિ સત્તરમી કે અઢારમી સદીની રૈયતની સ્થિતિ કરતાં પણ વધારે અસહ્ય થઇ પડેલી નજરોનજર જોઇ, તેનું હૃદય ભરાઇ આવ્યું. શાળા પાઠશાળાઓમાં નીતિવાન, ભલા અને પરગજુ થવાની વિદ્યાર્થીઓને અપાતી કેળવણી તેને મશ્કરીરૂપ લાગી. કારણ કે જે સત્તા કેળવણીની અધિષ્ઠાતા હતી તેજ સત્તા ખેડુતો પાસે મહેસુલ ઉઘરાવવા હરકોઇ ઇલાજ અજમાવતી હતી અને ખુદ તાલુકામાં ફરીને રૈયત સાથે સ્વછંદી વર્તણુક ચલાવનારાઓ પણ ગોલ્ડસ્મિથનું "ડિઝર્ટેડ વિલેજ" (ઉજડગામ) નું કાવ્ય ભણીનેજ અમલદાર થયેલા હતા. દેશની ખેતીવાડીની ખીલવણી કરવા વાઇસરૉયોએ અને ગવર્નરોએ જાહેર કરેલી શુભેચ્છાઓ તેને તેથી પણ મોટી મશ્કરીરૂપ લાગી ખેતીના સુધારણા અર્થે લાખોને ખર્ચે નીમાયેલું બાદશાહી કમિશન તદ્દનજ નિરર્થક દેખાયું. રાંકડી ખેડુ રૈયતને રંજાડવાથી એક મહાન સલ્તનતને ફાયદો શો થતો હશે? તેની પ્રતિષ્ઠા શી વધતી હશે? વિગેરે વિગેરે પ્રશ્નો તેના મગજમાં ઘોળાવા લાગ્યા. ચોથે દિવસે તે ઉદાસ ચહેરે ઘેર આવવા નીકળ્યો.

કાળીવાડામાં થઇને ગામમાં પેસતાંજ તેણે એક ઘર આગળ

રકારોળ થતી સાંભળી. તેથી તે ફળિયામાં આવેલાં એક ઘરમાં ગયો અને ઘરધણીને પૂછ્યું :

"ધનાભાઇ. એ કોણ મરી ગયું?"

"મુંબઇથી પેલો કાનજી આવ્યો હતો તે." ધનાએ જવાબ આપ્યો.

"શાથી મરી ગયો?"

"એએક દિવસ ઉપર પઠાણે માર્યો તેથી."

"પઠાણ ગામમાં આવીને તમારા બધાના દેખતાં તેને મારી ગયો?"

"ના, શહેરમાંથી એ ઘેર આવતો હતો ત્યારે રસ્તામાં તેને માર્યો!"

"શા માટે?"

"મુંબઇમાં કોઇ પઠાણનું એની પાસે લહેણું હશે, તેણે સુરતમાં રહેતા પોતાના કોઇ સગા પાસે મરાવ્યો."

"કાનજી મુંબઇમાં શું કરતો હતો?"

"મિલમાં કામ કરતો હતો."

"અને હમણાં અહિં કેમ આવ્યો હતો?"

"મુંબઇની બધી મિલોમાં હમણાં મહિનાઓથી હડતાળ પડેલી કહેવાય છે તેથી."

"પઠાણ કેટલાક રૂપીઆ માગતો હતો જે?"

"હશે, દશ વીસ પચીસ રૂપીઆ. પણ એ લોકોનાં વ્યાજ ભરતાંજ આરો ન આવે, ત્યાં મુદ્દલ તે શી રીતે ભરાય?"

"એટલે એ લોકો કેટલુંક વ્યાજ લે છે?"

"દર મહિને દર રૂપીએ ચાર આના; અને મુદ્દલ રકમ ગમે ત્યારે પણ આખીજ આપવા જોઇએ. આખી રકમ ન થાય ત્યાં સુધી વ્યાજ ભર્યેજ છુટકો."

"કાનજીને અહિં કંઇ ખેતીવાડીનું સાધન છે કે ?"

"હતું, પણ તમારા બાપુજીએ થોડા વરસ ઉપર માગતા પેટે લઇ લીધેલું."

"ત્યાર કાનજીનાં કુટુંબનું ભરણ પોષણ શી રીતે ચાલતું હતું ?"

"લોકોને ત્યાં મજુરી કરવાથી રતો."

આટલી વાતચિત પછી મણીલાલને કાનજીની મા અને સ્રીનાં રૂદનમાં વધુ અને વધુ કરૂણતા આવતી લાગી !

"ધનાભાઇ, કોઇ જુએ નહિ તેમ અને મારૂં નામ કદી જાહેરમાં ન આવે તેવી કાળજી રાખી આ દશ રૂપીઆની નોટ કાનજીની સ્રીને આપી આવો તો." કહી ખિસામાંથી નોટ કાઢી આપીને પોતાના પિતામાં તેમજ પહાણમાં ફેર શો ? એવો વિચાર કરતો તે ઘેર ગયો.

"આજે મારા એક મિત્રનો પત્ર આવ્યો છે તેમાં તે લખે છે.–" મણીલાલ જમીને દિવાનખાનામાં જઇને બેઠા પછી તેના પિતાએ તેની પાસે જઇ કહેવા માંડયું.

"તમારા કયા મિત્ર ? શું લખે છે ?" મણીલાલે પૂછયું.

"તું તેને ઓળખતો નથી એટલે તેનું નામ આપવાની જરૂર નથી, પણ તે લખે છે કે ભણતર છોડયા પછી યુવકોએ મુસાફરી કરી

દુનિયાનો અનુભવ લેવો જોઇએ. વિલાયતમાં અને યુરોપમાં એવો શિરસ્તો છે."

"હા."

"મને તેની સૂચના બાજબી લાગે છે. તારે વિલાયત જવું હોય તો નાણાં ખર્ચવા હું તૈયાર છું."

"કેટલો ખર્ચ કરવા તૈયાર છો?"

"જે થાય તે. પાંચ હજાર, દશ હજાર અને તારે ત્યાં જઇને અભ્યાસ કરવો હોય તો જેટલાં નાણાંની જરૂર પડે તેટલાં."

"પિતાજી, તેને બદલે હું એક બીજી સૂચના કરું તે ધ્યાનમાં લેશો?"

"હા, વિચાર કરીશ."

"તો જુઓ. પરદેશમાં જઇને મને તો કંઇ પણ શીખી આવવાનું મન થતું નથી. કાયદો, કલા કે વિજ્ઞાન, કશું શીખવામાં મને પોતાને રસ પડે તેમ નથી. તેવી ઉદાસીનતા આવવાનું કારણ દેશની અત્યારની સામાજીક અને રાજ્યકિય સ્થિતિજ છે. છતાં તમે કહેશો તો આપણા દેશમાં ફરી આવીશ. તે માટે મને ઝાઝો ખર્ચ જોઇતો નથી, પણ તમે જે રૂપીઆ ખર્ચવા તૈયાર થયા છો તેનો અમુક ભાગ પેલા આજે ગુજરી ગયેલા કાનજીભાઇની વિધવાને આપશો? અથવા તમે લઇ લીધેલી તેની જમીન તેને સ્વાધીન કરશો?"

"એવું દાન કરવાનું કારણ?"

"દાન નથી, પિતાજી; પ્રાયશ્ચિત કરવાનું છે, તમે તેની આજીવિકાનું સાધન છીનવી લીધું એટલે તેને પરતંત્ર કામદાર થવું પડ્યું,

કેવું કરવું પડયું, અને તેમાં તેનું મોત થયું. એના મરણનું મૂળ કારણ આપણે છીએ."

"વારૂ, વારૂ, જોઇશું."

"જોવાનું કંઇ નથી. કરવાનું જ છે. તમે મારે માટે દ્રવ્ય સાચવી રાખો છો પણ ઇશ્વરકૃપા હશે તો મને તેની જરાય જરૂર પડવાની નથી"

"વારૂ, તેમ કરીશું; અને તું જ્યારે ગમે ત્યાં જવાનો વિચાર કરે ત્યારે મને અગાઉથી કહેજે કે જ્યાં જ્યાં ઓળખાણ હોય ત્યાં ત્યાં ખબર આપવાનું બની શકે."

"ઓળખીતાને ત્યાં ઉતરવાનું હું પસંદ કરતો નથી. હું ગમે ત્યાં જઇને ગમે ત્યાં રહીશ."

"પણ ઓળખીતાંઓને મળવાય જશે કે નહિ!"

"હા, જરૂર..."

પિતાને આટલા બધા ડાહ્યાડમરા થઇ ગયેલા જોઇ મણીલાલને સહેજ આશ્ચર્ય લાગ્યું, પણ તે વિષે તેણે કશો વિચાર કર્યો નહિ. તેણે એમ પણ ધાર્યું હતું કે પોતે માનપત્રોનો જે જવાબ આપ્યો હતો તે વિષે પિતાને ખબર પડતાં વળી ઘરમાં ધાડમારી ઉડશે, પણ તેવું કશું થયું નહિ.

જીવણજી દેસાઇએ પોતાની વલણ બદલી નાંખી હતી તેનું ખરું કારણ એ હતું કે કલ્યાણજીએ પત્ર લખીને તેમના ચિરંજીવીના પરાક્રમથી તેમને વાકેફ કર્યા હતા અને સલાહ આપી હતી કે જ્યાં

મળતું હોય ત્યાંજ હોલવીને બેસી રહેવું. પિતાપુત્રે તકરાર કરીને જગતમાં વધુ ફજેતો કરવાની જરૂર નહોતી. ભણ્યા પછી અનુભવ લેવા મુસાફરી કરવા જવાની સૂચના પણ કલ્યાણજીએજ પોતાના પત્રમાં કરી હતી.

પિતાપુત્ર વચ્ચેના વ્યવહારમાં તે પછી થોડા દિવસ વધુ અને વધુ સુધારો થતો જોઇ વજીઆ દેસણુ પણ સંતોષ પામી.

"મણીભાઇ, કોઇ યુરોપીયન સાહેબ આવ્યા છે, તે ભાંગ્યાં તુટયાં ગુજરાતીમાં પૂછે છે કે આ ગામમાં કોણ અંગ્રેજી ભણેલું છે કે નહિ?" એક દિવસ મણીલાલના નોકરે ઉપર પ્રમાણે નિવેદન કર્યું.

"તેનો તેં શો જવાબ આપ્યો?"

"મેં કહ્યું કે મારા જુવાન ધણીઆમા અંગ્રેજી ભણેલા છે. તેથી તે સાહેબ તમને મળવા બોલાવે છે."

"તું તેને અહિંજ બોલાવી લાવ."

નોકર તે સાહેબને તેડી લાગ્યો. સાહેબની પાછળ લોકોનાં ટોળાં પણ આવ્યાં અને બધા મણીલાલના ઘરનાં આંગણાંમાં જમા થયા. સાહેબે ટોપી ઉતારીને. મણીલાલ સાથે હસ્તધૂનન કર્યું અને તરતજ પોતાનું આગમન કારણ દર્શાવ્યું :

"આ ગામમાં હું પ્રભુનો સંદેશો પહોંચાડવા આવ્યો છું, તેમાં તમે મારાં ભાષણનું ભાષાંતર કરીને મદદ આપશો, એવી હું આશા રાખું છું. હું ગુજરાતી જાણું છું પણ ગામડીઆ લોકોનાં હૃદયને સ્પર્શી શકે એવી ભાષામાં બોલવાનો મારો મહાવરો હજી ઓછો છે..."

"પ્રભુનો સંદેશો સીધો પહોંચાડયા પહેલાં તે વિષે મને કંઇક ખ્યાલ આપવાની તમને ફુરસદ છે?" મણીલાલે પૂછ્યું.

"આપણે આપણું કામ પહેલાં આટોપી લઇને પછી વાત કરીએ તો સારૂં." સાહેબે સૂચવ્યું,

"શરૂ કરો ત્યારે અહિંને અહિંજ. ગુજરાતીમાંજ બોલો. ભૂલ ચૂક હશે તો હું સુધારી આપીશ."

મણીલાલના સહકારની ખાત્રી મળવાથી સાહેબ તરતજ ઓટલા ઉપર ઉભા થઇ ગયા અને પોતાનું ભાષણ શરૂ કરી દીધું:

"ભાઇઓ અને બહેનો; હું તમને પ્રભુનો શુભ સંદેશો પહોંચાડવા આવ્યો છું. શેતાનના ભરમાવ્યાથી જ્યારથી હવા બીબીએ મનાઇ કરેલાં ઝાડનું ફળ ખાધું અને પોતાના પતિ આદમને પણ ભોળાવીને તે ખવડાવ્યું ત્યારથી આખી માણસ જાત પાપી બની ગઇ હતી અને તેની મુક્તિનો એક પણ આરો રહ્યો ન હતો. તેથી પ્રભુએ પોતાના 'એકના એક પ્રાપ્ત થયેલા પુત્રને' મનુષ્ય જાતનું તારણ કરવા મોકલવા વચન આપ્યું હતું. પ્રભુએ પોતાનું વચન પાળીને તે પુત્રને આ જગતમાં મોકલ્યો. તેણે સમસ્ત માનવ જાતનાં પાપ પોતાને શિરે વહોરી લીધાં અને ક્રુસ પર ચઢીને માનવ જાતના ઉદ્ધાર માટે પોતાની દેહનું શુદ્ધ બલિદાન આપ્યું. એ દેવ પુત્ર બીજા કોઇ નહિ પણ ભગવાન ઇસુ ખ્રિસ્ત પોતેજ. તેમણે શિખાવ્યું છે કે જે માણસ તેનાં પર પ્યાર કરશે તે પાપથી મુક્ત થશે, અને મુઆ પછી સીધો સ્વર્ગમાં જઇ પ્રભુના સિંહાસનને

જમણે હાથે અનંત કાળ સુધી બેસશે. પણ જે માણસ તેના પર પ્યાર નહિ કરશે તેને લોહ જેવા ધમધમતા નરકાગારમાં અનંત કાળ સુધી દાંત કચકચાવતાં અને રડતાં કકળતાં પડી રહેવું પડશે. માટે પાપથી મુક્ત થવા તમારે બધાંએ 'તે માણસના પુત્ર' સાથે પ્યાર કરવો જોઇએ."

પોતાના ભાષણની અસર કેવી થઇ તે જોવા સાહેબ જરા થોભ્યા એટલે થોડાક છોકરાઓ ખડખડાટ હસી પડયા. તો પણ નાઉમેદ ન થતાં સાહેબે જુના કરાર અને નવા કરારમાંથી "તે માણસના દીકરા'' માટે ઉચ્ચારાયેલી ભવિષ્યવાણી ટાંકી બતાવી. એથી પણ શ્રોતાજનો ઉપર કંઇ અસર થઇ નહિ જણાયાથી તેમણે મુસા પયગમ્બર મારફત પ્રભુએ મોકલાવેલી દશ આજ્ઞાઓ સમજાવી. એટલે એક છોકરાએ ઠાવકે મોઢે સાહેબને સૂચના કરી:

"સાહેબ, વિલાયત જઇને બ્રિટિશ પાર્લામેંટના સભાસદોને એ દશ આજ્ઞાઓ વિષે ઉપદેશ કરો તો સારું."

સાહેબે તે કટાક્ષ પણ 'સાંભળ્યો ન સાંભળ્યો' કરી પોતાનું વિવેચન સમેટી લીધું અને શ્રોતાજનોમાં 'માત્થીની સુવાર્તા'ની ચોપડી મફત વહેંચી બેસી ગયા. અને મણીભાઇના ઇશારાથી લોકો પણ સૌ સૌને ઘેર ગયા. પછી મણીભાઇએ અગાઉથી ચાહ બનાવવાની વર્દી આપી મેલી હતી તે પ્રમાણે નોકર ઘરમાંથી ચાહના પ્યાલા લઇ આવ્યો અને સાહેબે પોતાના કોથળામાંથી બિસ્કિટ કાઢી ઉપાહાર કરવા માંડયો.

"તમે સુરતના આઇરિશ પ્રેસ્બિટિરિયન મિશન ચર્ચના સભાસદ છો કે?" મણીલાલે સાહેબ સાથે વાત શરૂ કરી.

"હા..."

"તમે નવા સવા આવેલા લાગો છો. તમારું વય પણ ઝાઝું ન હોય."

"હું હમણાં બે ત્રણ વર્ષથીજ આવ્યો છું. મારું વય ત્રીશેક વરસનું હશે."

"ડૉ. શિલિડિ તો ગુજરી ગયાનું સાંભળ્યું છે. અને ચર્ચના વડા તરીકે હમણાં તો ડૉ. સ્કોટ હશે...."

"ડૉ. શિલિડિ ગુજરી ગયા છે. ડૉ. સ્કોટ અતિ વૃદ્ધ અને અશક્ત થઇ ગયા છે. મિશન હાઇસ્કુલના પ્રિન્સિપાલ મી. એ. એલ. બોઝ પણ હારેગ થનાર છે. અનુભવી વૃધ્ધોની ખોટ જતાં મિશનના કામકાજમાં કંઇક ખતરો પડશે ખરો..."

"તમે ગ્રેજ્યુએટ હશો."

"હા, ડબ્લીન યુનિવર્સિટીનો."

"તમારા અભ્યાસના ઐચ્છિક વિષય શા હતા?"

"ધર્મ, તત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર અને માનસશાસ્ત્ર."

"અને વિજ્ઞાનથી પણ અજાણ્યુ નહિ હશો."

"અલબત નહિ."

"છતાં તમે આજે જેવું ભાષણ કર્યું તેવું ભાષણ કરવાની ધૃષ્ટતા કરી શકો છો." મણીલાલે કટાક્ષભર્યા અવાજે કહ્યું

સાહેબે જવાબ આપ્યા વગર ચાહનો ઘુંટડો ખેંચ્યો. મણીલાલે સાહેબની વધુ ખબર લેવા માંડીઃ

"તમે ગ્રેટબ્રિટનની રેશનાલિસ્ટિક પ્રેસ એસોસિયેશનની કારકિર્દી તો જાણતા હશો."

"હા, તે એસોસિયેશન તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો મેં જોયાં છે." સાહેબે કબુલ કર્યું.

"અને છતાં તમે પ્રભુનો સંદેશો પહોંચાડવાનું કામ કરી રહ્યા છો. હું ધારૂં છું કે યુરોપનાં સાંપ્રત રાજકારણથી તમે અપરિચિત તો ન જ હો."

"બિલકુલ નહિ."

"એટલે કે સમાજવાદ, સામ્યવાદ, બળાત્કારવાદ (ફેશીઝમ) કશાથી તમે અજાણ્યા નથી."

"અજાણ્યુ છું એમ તો કહી શકતો નથી."

"યુરોપમાં ખ્રિસ્તિ ધર્મ પોવાઈ ગયો છે; અને બાઇબલની કથામાંની વિગતો વિજ્ઞાનની કસોટીમાં ખાખ થઈ ગઈ છે એ પણ જાણતા હશો .."

"હા; પણ જાણતો હોઉં કે ન જાણતો હોઉં; એ બધું પૂછીને તમે કહેવા શું માગો છો?" નાસ્તો લઈ તાજા થયા પછી સાહેબ-નામાં ગરમાટો આવ્યો.

"મહેરબાની કરીને ધીરજ રાખી હજી પણ થોડા પ્રશ્નો પૂછવા દેશો તો ઉપકાર થશે." મણીશંકરે ઠંડુ મગજ રાખી વિનંતિ કરી.

"વારૂ, જલદી પૂછી લો. મારે હજી બીજાં ગામોની મુલાકાત પણ લેવી છે."

"તમે આ દેશનો ઇતિહાસ જાણો છો?"

"હા, બ્રિટિશો આ દેશમાં આવ્યા ત્યાર પછી આજ સુધીનો."

"તમે આ દેશોના ધર્મોનો અભ્યાસ કર્યો છે ?"

"ના, મને વખત મળ્યો નથી."

"તત્ત્વજ્ઞાનનો ?"

"ના."

"સંસ્કૃતિનો ?"

"ના."

"સાહિત્યનો ?"

"ના."

"આ દેશના સમાજશાસ્ત્રનો ?"

"ના."

"આ દેશના લોકનાં માનસનો ?"

"ના, કશાંનો નહિ; છતાં અમે લોકોનું અનેક રીતે કલ્યાણ કર્યું છે. અભ્યાસ કરતાં અમે કાર્યને વધુ અગત્યતા આપીએ છીએ."

"તમારાં દૃષ્ટિબિંદુથી."

"અમને બીજાનાં દૃષ્ટિબિંદુની શી દરકાર પડી ?"

"તમે દેશમાંથી રાષ્ટ્રિય ભાવનાને તોડી પાડો છો તે તમારા ખ્યાલમાં છે ?"

"તે સાથે અમને શો સંબંધ ? અમારે તો ધર્મ પ્રચાર કરવો રહ્યો."

"તેમાં તમે સદંતર નિષ્ફળ નિવડ્યા છો એ જાણ્યું છો ?"

"શું કહો છો ? દેશમાં આજે ૪૦ લાખ ખ્રિસ્તીઓ છે તે ખોટા ?"

"તેમાંનો એક પણ માણસ ધર્મ પ્રત્યે આકર્ષાઈને નહિ પણ સંસારી પ્રલોભનથી તે ધર્મમાં ગયો છે એમ તમે માનો છો ?"

"તે ખણુખોદ અમારે શા માટે જોઇએ ?"

"ત્યારે બાઇબલના શબ્દોમાં કહેતાં, તમે તમારૂં ઘર ખડક પર નહિ પણ રેતી પરજ બાંધો છો, એટલું જાણુવાની દરકાર કરશો ?"

"પાર પછી ?..."

"તમે આજે જે વિવેચન કર્યું તેમાં તમારી શ્રદ્ધા કેટલી છે તે કહેશો ?"

"એ અંગત સવાલ છે. એનો જવાબ નહિ આપું."

"તમારી ખુશીની વાત. બાકી એમ તો મારા બધાજ પ્રશ્નો અંગત હતા."

"મને શ્રધ્ધા હોય કે ન હોય. સાધારણુ જનસમુદાય માટે મેં કહ્યું તેટલું કલ્યાણુકારીજ હતું.

"પણુ જેટલી તમારી આત્મશ્રદ્ધા તેટલીજ સામા ઉપર તેની અસર, એ હકિકત તમે સ્વીકારો છો ?"

સાહેબે આ પ્રશ્નનો જવાબ આપ્યો નહિ.

"તમારાં ભાષણુની અત્રે રતિભાર પણુ અસર થઇ નથી એમ તમને નથી લાગતું ?" મણીલાલે વળતો પ્રશ્ન પૂછ્યો.

"શા માટે અસર થઇ ન હોય ?"

"તે સમજાવવાની જરૂર નથી. પણુ જો તમે એમ માનતા હો કે તમે અસર કરી છે; તો તમે આઇરિશમેન નથી. એટલુંજ નહિ, પણુ તમે કોઇ મૂર્ખ અને દાંભિક અંગ્રેજ હોવા જોઇએ કે જે પોતાની જાતને છેતરીને બીજાને પણુ છેતરવાનો સ્વભાવજ ધરાવે છે."

આટલી સાંભળી સાહેબ ટોપસું ભેરવી ચાલતા થયા.

## પ્રકરણ ૬ ઠું — એ વૃદ્ધ કોણ?

ગત પ્રકરણમાં વર્ણવેલા બનાવો પછી થોડાં અઠવાડિયાં વીતી ગયાં. ચોમાસાની ઋતુ ચાલતી હોવાથી મણીલાલે પ્રવાસે જવાનો વિચાર માંડી વાળ્યો હતો, પણ ઘર કેમે કરી તેનો વખત પસાર થતો નહોતો. કોઇ કોઇ વાર તે ખેતીવાડીનાં તથા ઘરનાં બીજાં કામોમાં ધ્યાન આપતો તો પણ તેને કશું ગોઠતું નહોતું. આર્થિક, સામાજીક અને રાજ્યદ્વારી બાબતોમાં તાત્કાળિક હાથ ધરવા જેવી ઘણી પ્રવૃત્તિઓ હતી; પણ તેમાંની કયી પ્રવૃત્તિને વધારે અગત્યની ગણીને તેનો પ્રારંભ કરવો, અથવા પ્રારંભ કરવો તો તે કેવી રીતે કરવો તે વિષે તેને કંઇ સુઝ પડી નહિ. રાત અને દિવસ, અનેક પ્રકારનાં વિચારોમાં તેનું મન ગુંચાઇ રહેવા લાગ્યું; અને ઘણીવાર તે મુંઝાયેલા ચહેરે ફરતો દેખાતો.

એ અરસામાં બારડોલીનો સત્યાગ્રહ સફળતા સાથે બંધ થયો; નવું રાજ્યબંધારણ સૂચવનારો નહેરૂસમિતિનો મુસદ્દો પ્રગટ થયો; અને પ્રાંતેપ્રાંતમાં સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્તિના ધ્યેયપૂર્વક યુવક મંડળો સ્થપાવાં લાગ્યાં. આ ઘટનાઓથી દેશની સામાન્ય પ્રવૃત્તિઓમાં કંઇક ગરમાટો આવ્યો; પરંતુ સાબરમતી આશ્રમની શાંતિમાં કશો પણ ક્ષોભ થતો નહોતો અને બીજી બાજુએ પોંડિચેરીના યોગાશ્રમ તરફથી કશી પણ પ્રેરણા મળતી નહોતી, એ વિષે શ્રી. સુભાષચંદ્ર બોઝને જનતાનું ધ્યાન ખેંચવું પડયું હતું.

પ્રવાસે જવાથી કંઇક પ્રકાશ મળશે એમ ધારીને જન્માષ્ટમીનો તહેવાર ઉજવ્યા પછી તે ઘેરથી નીકળ્યો. માતપિતાએ તેને હંમેશાં

પત્રો લખ્યા કરવાની અને જાતનાં જતન કરવાની શિખામણ આપી; ગરીબ લોકોએ આંખમાં આંસુ સાથે વિદાય આપી. જો કે એ પ્રસંગમાં બહારથી જોતાં ગંભિર કશું નહોતું, તોપણ ગ્રામ્યજનોના લાગણીપ્રધાન સ્વભાવને લીધે દેસાઇના એકના એક દીકરાના પ્રવાસ-ગમનની બાબત થોડા દિવસ અગત્યના વિષય પેઠે ચર્ચાઇ.

સુરતથી રાત્રે ૯ા વાગે મુંબઇ જવા ઉપડતી ટ્રેનમાં મણીલાલ બેઠો. જો કે ટ્રેનમાં ઉતારૂઓની તે દિવસે ગિરદી નહોતી તોપણ રાતની ટ્રેનોમાં સાધારણ રીતે બને છે તેમ ઉતારૂઓ લાંબા થઇને સૂઇ જતા હોવાથી થોડાં માણસે પણ ટ્રેનમાં જગ્યા ખાલી દેખાતી નથી. મણીલાલ જે બાંકડાપર બેઠો હતો તે બાંકડા ઉપર એક ગૃહસ્થ ચિંગોટી તાણીને સૂતા હતા, છતાં પોતાને બેસવાની પૂરતી જગા મળેલી હોવાથી તેને મણીલાલે ઉઠાડયા નહિ. બીજા બે ગૃહસ્થો સામાન મેલવાના ઉપલા બાંકડાઓ ઉપર સૂતેલા હતા, અને પોતાની સામેના નીચેના બાંકડા ઉપર બારી આગળ એક યુવતી બેઠેલી હતી; તેણે કેટલોક પ્રુટકળ સામાન પોતાની પાસે બેઠક ઉપરજ મૂકેલો હતો અને તેની લગોલગ એટલે કે મણીલાલની બરાબર સામે બેએક કાઠિયાવાડી બૈરાં ઘુમટો તાણીને બેઠાં બેઠાં ઉંઘતાં હતાં અને થોડી થોડી વારે એકબીજાં સાથે ભટકાયાં કરતાં હતાં.

નવસારી સ્ટેશને ગાડી ઉભી રહેતાં મણીલાલના ડબાની બારી-માંથી ટ્રેનમાં બેસવા ત્રણ ચાર અંત્યજ સ્ત્રી પુરૂષો ધસ્યાં. એવામાં ઉપરના બાંકડા પરથી એક માણસ ઉઠતો કે નીચે કુદ્યો અને બારી આગળ આવી તેઓને અટકાવવા ઉભો રહ્યો.

"જાઓ, આગળ જાઓ, આગળ જાઓ. અહિં જગ્યા નથી." તે બોલ્યો.

"અરે ભાઇ, કેથે જગ્યા નથી. બધાજ ડબ્બાઓમાં ગિરદી છે; બારી ઉઘાડવા દો અને અમને દાખલ થવા દો." અંત્યજોએ કહ્યું.

"આગળ જઇને જુઓ તો ખરા, ઘણી જગા ખાલી પડેલી છે." પેલા માણસે બારી આગળથી ખસ્યા વગર દલીલ કરી.

એવામાં ગાડી ઉપડવાની સિસોટી વાગી, તોય પેલો માણસ બારી આગળથી ખસ્યો નહિ. મણીલાલ પહેલેથી આ બધો તાલ જોયા કરતો હતો. હવે તેની ધીરજ રહી નહિ. તે ઉભો થઇ ગયો અને પેલા માણસનું કાંડું પકડીને તેને અંદર ખેંચ્યો, ભડાક દેતીને બારી ઉઘાડી નાંખી અને અંત્યજ સ્ત્રી પુરૂષોને ગાંસડા પોટલાં સાથે અંદર દાખલ કરી દીધાં.

"અરે, મારા સાહેબ હિંદુ છો કે છો કોણ? જોતા નથી એ લોકો ઢેડ છે તે?" પેલો માણસ હવે મણીલાલ સાથે બાઝયો—

"હું તો હિંદુ છું તેથીજ મેં અંત્યજોને દાખલ કર્યા, બાકી તમે હિંદુ છો કે નહિં તેજ શકમંદ છે." મણીલાલે જવાબ આપ્યો.

"શું બોલો છો? અમે હિંદુઓ નથી?" ઉપલા બાંકડા ઉપર સુતેલો બીજો માણસ ઉઠી પડયો અને વચ્ચે પૂરાયો.

"તમે હિંદુઓ હશો તો માણસો નથી." મણીલાલે વળતો જવાબ આપ્યો.

"મિસ્ટર, હવે લાંબી પંચાત નહિ કરો, છાનામાના બેસી રહો નહિ તો......" બેઉ જણા સાથે બોલ્યા.

"તમેજ બેઉ જણા છાનામાનાં સૂઇ રહોને? શું ગાડી તમારી પોતાની હતી કે અંદર દાખલ થતા માણસોને રોકવા દોડયા!"

"ત્યારે શું? અમે ઢેડને અંદર દાખલ થવા દઇએ?"

"ઢેડ શું? ભંગીને પણ દાખલ થવા દેવા પડે. તેઓએ ભાડું ખર્ચ્યું છે. ગાડીમાં બેસવાનો જેટલો તમને હક્ક છે તેટલો તેઓને પણ છે."

"તો તેઓ બીજા ડબામાં શા માટે જઇને જુદા નહિ બેસે?"

"તેઓ માટે જુદા ડબા બનાવ્યા છે કોણે જે? અને બીજા ડબાઓમાં જાય તો ત્યાં પણ તમારા જેવા ધર્માત્માઓ નીકળે."

"એઇ, આ કંઇ તમારૂં કાઠિયાવાડ નથી, અહિં તો અમે તમારા માથાંમાં મારીને સાથે બેસીશું." મણીલાલનો સબળ પક્ષ મળેલો જોઇ અંત્યજ પુરૂષો હિંમતથી બોલ્યા, "ચાલો બેઉ જણ બેઠા થઇ જાઓ અને સામાન મેલવા દો. સામાન મેલવાના આંકડા કંઇ સૂવા સારૂ નથી બનાવેલા."

મણિલાલના પક્ષમાં એ અંત્યજ લઠિંગા ભેળાયા એટલે કદાચ મારામારીનો પ્રસંગ ઉભો થાય તો ત્રણ જણ સામે તે બે જણને ભારે થઇ પડે એમ વિચારી બેઉ કાઠિયાવાડીઓ ટાઢા પડયા, તોપણ બોલ્યા વગર તો નજ રહ્યા:

"એ લોકોને ગાડીમાં બેસાડવાનો ઉપકાર કરવા તો ગયા, પણ સાહેબ, હવે તમેજ કયાં બેસશો? તેજ વિચાર કરોને."

"મારીજ દયા ખાઇને તમે એ લોકને અટકાવતા હતા કેમ? અમને એમ સમજાવવા ન આવો. એ લોકના આવ્યાથી કંઇ પણ અગવડ થઇ નથી; પણ જો મેં બારી ન ઉઘાડી હોત તો એ બિચારાંઓ ગાડી ચુકતે અને રાત બધી સ્ટેશનપર......"

"અમે કાઠિયાવાડમાં એવો આભડછેટ ન ચાલવા દઇએ......"

"તમે અંત્યજોને કેટલા હેરાન કરો છો તે મારાથી કંઇ અજાણ્યું નથી...પણ હમણાં કોઇ મારતે મિંયા આવતે તો હા, ભાઇસાબ આવો, બેસો, આ રહી જગા, એમ કરતે."

તકરારમાં વલસાડ પસાર થઇ ગયું; ત્યાર પછી તે બેઉ કાઠિયાવાડીઓ ચૂપ થઇને બેઠા; પણ માંહોમાંહે વાત કરવા લાગ્યાઃ

"આ જીલ્લામાં ગાંધીએ લોકોને અને અંત્યજોને બહુ માથે ચઢાવી દીધા છે તો."

"અરે, તમે ગાંધી મહારાજનું શું નામ દો છો? થવા દો એકવાર સ્વરાજ્ય અને પછી જોઇશું કે તમે અમને કેવાક નથી અડકતા તે?" એક અંત્યજે તેઓને સંબોધીને કહ્યું.

"લીધું લીધું સ્વરાજ્ય, ઢેડાંઓને અડીને!" કાઠિયાવાડીએ કહ્યું.

"અમને અડક્યા વગર ત્યારે તમે આજ સુધીમાં તો સ્વરાજ્ય નથી લઇ લીધું?" અંત્યજ બંધુએ કહ્યું.

"અરે, મરવા દેરે! એને મોઢું શું કરવા આપે?" બીજા અંત્યજે પહેલાને વાર્યો.

"સાથે બૈરાં હતાં તેથી વિચાર કર્યો કે કોણ લડાઇ કરે ? બાકી એની મગદુર શી જે બારી આગળ અટકાવીને ઉભો રહે." પહેલા અંત્યજે પાણી બતાવવા માંડ્યું.

"અને આ ભાઇ ચિંગોટી તાણીને સૂઇ રહેલા કોણ છે? સૂવું હતું તો બીજા વર્ગની ટિકિટ લેવી હતીને ?" બીજા અંત્યજ બંધુની કુંપળ ખીલી આવી.

પણ એ સાંભળી પેલા ગૃહસ્થ સફાળા બેઠા થઇ ગયા અને અંત્યજ બંધુઓને તથા મણીલાલને પોતાના બિસ્તરા ઉપર બેસવા ઇશારત કરી.

"ભાઇ, સીધા સાથે અમે પણ સીધાજ છીએ. ગાડીમાં અમે કંઇ તકરાર કરવા બેસતા નથી. બે કલાક પછી માળામાંથી પંખેરાં ઉડી જાય તેમ આપણેય ઉડીને સૌ સૌને ઘેર જવાના." અંત્યજ ભાઇઓ હવે ફિલ્સુફી પર ઉતરી પડ્યા.

મણીલાલને અને અંત્યજભાઇઓને જગ્યા કરી આપનાર ગૃહસ્થ વૃદ્ધ હતા. શરીરનું બંધારણ ઠીક હતું; તોપણ મૂછ અને માથાંના વાળ છેક સફેદ થઇ ગયા હતા અને કંઇક માંદા હોય તેવા લાગતા હતા.

"તબિયત ઠીક નથી? તેમ હોય તો સૂઇ રહો. અમે સંકોચાઇને બેસીશું." મણીલાલે વિવેક કર્યો.

"મુસાફરીના થાકથી જરા દિલ બગડ્યું છે અને શરદી થઇ છે એટલુંજ." તે ગૃહસ્થે જવાબ આપ્યો.

"ક્યાંથી આવો છો ?" મણીલાલે પૂછ્યું.

"વૃજભૂમિની યાત્રાએ ગયાં હતાં." વૃદ્ધ ગૃહસ્થના વતીનો જવાબ પેલી યુવંતીએ આપ્યો.

"વૃદ્ધ વયે યાત્રા કરવી હોય તો બીજા વર્ગમાંજ મુસાફરી કરવી સારી. ભાડાંના વતીની કસર, યાત્રા સ્થાનોમાં ચોબાઓ, પંડયાઓ અને ગોરોને કંઇ પણ નહિ પરખાવીને, કાઢી નાંખવી."

એ સૂચના સાંભળીને વૃદ્ધ ગૃહસ્થ હસ્યા અને તરૂણીએ સ્મિત કર્યું.

એવામાં દમણનાં સ્ટેશનથી ટિકિટ ચેકર ટિકિટ તપાસવા આવ્યો. બધાની ટિકિટ તપાસ્યા પછી તે વૃદ્ધ ગૃહસ્થ પાસે ટિકિટ માંગી. વૃધ્ધે ખિસામાંથી કાઢીને તેને "પાસ" બતાવ્યો.

"બીજા વર્ગનો પાસ છે ત્યારે ત્રીજા વર્ગમાં હાડમાર થવા શું કરવા બેઠા ?" ટિકિટ ચેકરે પાસ જોઇને ટીકા કરી.

"મહાત્મા ગાંધી જેવા સંતપુરૂષ ત્રીજા વર્ગમાં મુસાફરી કરે અને આપણે બીજા વર્ગમાં બેસીએ તે સારા લાગીએ ?" વૃધ્ધે મુખપર સ્મિત લાવીને કહ્યું.

આ હકિકત સાંભળી મણીલાલ તે વૃદ્ધ તથા તે તરૂણીના મુખ સામું જીજ્ઞાસા અને આશ્ચર્ય સાથે થોડી થોડી વારે તેઓની નજર ચુકવી ધારી ધારીને જોવા લાગ્યો. તે વિચારવા લાગ્યો કે કોઇ

દેશનેતા તો છુપે વેશે નથી ફરતા ? વૃદ્ધ ગૃહસ્થનો દેખાવ બેલગાંવ-વાળા શ્રી. ગંગાધરરાવ દેશપાંડેના જેવો હતો એમ દેશપાંડેજીની છબીનું સ્મરણ થતાં તેને લાગ્યું. પણ તેમને પુત્રી યા પુત્રવધૂ છે કે નહિ તે તેને ખબર નહોતી. પણ તરતજ પાછો તરંગ ફરી વળ્યો કે દેશપાંડેને ગુજરાતી બોલતાં શેનું આવડે ? અને તેની પુત્રી કે પુત્રવધૂ ગુજરાતી પોશાક પહેરે અને સફાઇદાર ગુજરાતી ભાષા બોલે એ તદ્દન અશક્યજ છે. એ વૃદ્ધના જેવા દેખાવના કોઇ ગુજરાતી નેતા તો હતાજ નહિ. એ મોહનલાલ પંડ્યા નહિ, એ અમૃતલાલ ઠક્કર નહિ, વલ્લભભાઇ પણ નહિ અને વિઠ્ઠલભાઇ તથા પ્રભાશંકર પટણી તો ખચિતજ નહિ. તેણે નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયાને નજરે જોયા નહોતા; પણ તેમને વિષે તથા તેમની સ્નેહાળ પુત્રી લવિંગિકા વિષે વાંચ્યું અને સાંભળ્યું હતું ખરૂં. તેને પૂછવાનું મન થઇ ગયું કે 'તમે નરસિંહરાવ દિવેટીઆ છો ?' પણ પાછો બીજો વિચાર આવતાં તે અટકી પડયો. સાક્ષર શ્રી. નરસિંહ-રાવ ગાંધીના ભકત છેજ નહિ. ખાદી પહેરવાથી સૌન્દર્ય નષ્ટ થાય છે એમ જાહેરમાં બોલનાર અને લખનાર પોતે ખાદી શાના પહેરે ? અને પોતાની પુત્રીને તો પહેરવા દેજ શાના !

કલ્પના કરવાથી કંઇ ઓળખાણ પડી નહિ. કોણ છો ? કેવા છો ? જાતે શું છો ? ધંધો શું કરો છો ? કમાઓ છો શું ? સ્ત્રી છે કે નહિ ? છોકરાં છૈયાં શું છે ? તે બધાં શું કરે છે ? તથા સાથે બેઠી છે તે તમારી પુત્રી છે કે પુત્રવધૂ ? એવા પ્રશ્નો કોઇને

પણ પૂછવા સામે તેનો મજબુત વિરોધ હતો. તીર્થસ્થાનો માટે તેને સારૂં મત હતું નહિ એટલે તે વિષે ચર્ચા કાઢવીય ન ગમી. રાજ્યદ્વારી અને સામાજીક બાબતોનાં પિંજાણુથી પણ તેને કંટાળો આવ્યો હતો. ગુંગળાઇ જતી શકિતઓ માટે કાર્યક્ષેત્ર મેળવવા તલપતો તેનો આત્મા ચહેરાપર બાહ્ય શાંતિ ફેલાવી અંતરમાં અનેક ઘડભાંજ કરવા લાગ્યો.

પાલગઢ આવતાં પેલા અંત્યજ બંધુઓએ મણીલાલને ચાહ પીવા આગ્રહ કર્યો; પણ ચાહ પીવાની તેણે ઘસીને ના પાડી એટલે તેઓ દૂધ પાવા તૈયાર થયા. મણીલાલે તેમનું માન રાખી દૂધ પીધું પણ પૈસા પોતે ચૂકવી આપ્યા. બધા દૂધ પીતા હતા ત્યારે વૃદ્ધની આજ્ઞાથી યુવતીએ તેઓને નવાઇ નોર્ખાઇનાં ફળફળાદિ કાઢી આપ્યાં.

તે પછી વાંદરા સ્ટેશને અંત્યજ બંધુઓ ઉતરી પડ્યા. દાદર સ્ટેશને વૃદ્ધ ગૃહસ્થ પેલી યુવતી સાથે ઉતરી પડયા અને મણીલાલે મરીનલાઇન્સ સ્ટેશને ઉતરીને સીધો નૃસિંહ હિંદુ લોજનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૭ મું — બેકારી !

મુંબઇ આવ્યો તો ખરો, પણ હવે અહિં કરવું શું ? એ વિચાર મણીલાલને ઉપજ્યો. ઘેર હતો ત્યારેય શું કરવું અને શું નહિ કરવું તે વિચારો તો આવ્યાજ કરતા હતા પણ ત્યાં તેમનું તેટલું દબાણ નહોતું કે જેટલું મુંબઇમાં લાગ્યું. ઘેર તો વખતે વખત ખાવાનું મળતું હતું. અને ગમે ત્યાં જવા આવવામાં કે ફરવા હરવામાં પણ ખર્ચ થતો નહોતો. મુંબઇની પરિસ્થિતિ તેથી ઉલટીજ હતી. અહિં તો ડગલે ને પગલે પૈસા વગર ચાલેજ નહિ અને "લોજ"-વાળાના રોજના રૂપીઆ બે ચઢતા તે તો જુદાજ. જુદી ઓરડી ભાડે રાખીનેય રહેવાનું પ્રયોજન નહોતું, કારણ કે એ અહિં કમાવા અથવા નોકરી શોધવા આવ્યો નહોતો. મુંબઇનાં જોવા લાયક સ્થળો તો ત્રણ દિવસમાં જોવાઇ ગયાં. એક અઠવાડિયાંમાં ચાર પાંચ જાહેર સભાઓમાં ભાષણો સાંભળીને શહેરની જાહેર ચળવળોનો પણ તેણે ખ્યાલ મેળવ્યો. વાંચનાલયમાં જઇ "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" ની છેલ્લાં વરસની "ડિરેકટરી" જોઇ, તેમાં મુંબઇની સંસ્થાઓની એક લાંબી ટીપ જોઇ. તેમાં લખવામાં આવેલા તે સંસ્થાઓના ઉદ્દેશ વાંચ્યા અને તેઓનાં કાર્યોનાં પરિણામ જોયાં. તેમાંની એકલી ભારત સેવક સમાજ તેને કંઇક ઉપયોગી જણાઇ. સેવાસદન, વનિતાવિશ્રામ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ અને ભગિની સમાજ અસ્તિત્વમાં રહેવા યોગ્ય દેખાયાં; બાકી તે સિવાયની બધી સંસ્થાઓનું અસ્તિત્વ નાબુદ થાય તો તેથી જાહેર પ્રજાને જરાપણ નુકસાન થાય એમ તેને લાગ્યું નહિ. તે વખતની સ્થાનિક રાષ્ટ્રિય સભા સમિતિ (કોન્ગ્રેસ

કમિટિ) માં કશો દમ નહોતો અને વિદ્યાર્થી મંડળો ઉપર યુવક મંડળોનું] વધારાનું નામ લાદવાનો રવૈયો પ્રચારમાં આવતો હતો. દરેક સંસ્થા અને તેના મૂખ્ય કાર્યવાહકોનાં નામની યાદી જોઇ તેને દીવા પેઠે દેખાયું કે તે કાર્યવાહકો અંગત સ્વાર્થ માટે અને અંગત મત ઉપર જાહેર મત તરીકેનું વજન મેળવવા ખાતરજ સંસ્થા સ્થાપી બેઠા હતા. સખાવતી સંસ્થાઓમાં વળી રમુજી તત્ત્વજ માલમ પડયું. વરસ દિવસે રૂપીઆ સોબસોની સખાવત કરવા સારૂ હજારો રૂપીઆના ખર્ચે કેટલીક સંસ્થાઓ ઑફિસો નભાવતી હતી એમ તેણે સાંભળ્યું. ઘણીક સંસ્થાઓના ઉદ્દેશ દેખીતાજ પરસ્પર વિરોધાત્મક હતા. આ બધી સંસ્થાઓ સામાન્ય સાર્વજનિક ઉદ્દેશથી ચાલે નહિ, અને એકાદ કેન્દ્રસ્થ સંસ્થાના અંકુશ હેઠળ મૂકાય નહિ ત્યાં સુધી તે બધી નિરર્થક અને નિરૂપયોગી હતી એમ કોઇ પણ નિઃસ્વાર્થી વિચારકને લાગ્યા વગર રહે નહિ.

આ અરસામાં તેના પિતા તરફથી પત્ર મારફત સૂચના આવી હતી કે તેણે કલ્યાણજીને મળવા જવું; પરંતુ મુંબઇ આવ્યાને એક અઠવાડિયાં કરતાં વધુ વખત પસાર થઇ ગયો તોપણ તેને ત્યાં જવાની એને ફુરસદ મળી નહોતી.

એક દિવસે સંધ્યાકાળે તે ચોપાટીપર ફરવા ગયો અને દરિયાના પાણીથી થોડે દૂર જ્યાં સુકી રેતી હતી તે ઉપર બેઠો. ચોમાસું પૂરું થયેલું નહિ હોવાથી આકાશ તદ્દન સ્વચ્છ નહોતું; અસ્તંગત થતા સૂર્યના કિરણોથી ક્ષિતિજ ધુપછાવ

રંગનું બની ગયું હતું; બાકી તો ફરવા આવેલાં હજારો માણસ અને ચીજો વેચનાર સેંકડો ફેરીયા "પ્રારબ્ધ કર્મસંગિનઃ" ની પેઠે હોય તે હોયજ.

પણ એ કશાં તરફ મણીલાલની નજર નહોતી. તેની દૃષ્ટિ સમુદ્રની લહરીઓ તરફ અને સમુદ્રમાં ઉતરીને સંધ્યા વંદન કરનાર વ્યક્તિઓ તરફ વળેલી હતી. એવામાં તેની બાજુમાંથી એક માણસ લથડતે પગે પસાર થતો તેણે જોયો. તેની ગતિ અને ચાલવાની રીત સાધારણપણે જોવામાં આવે તેવી તેને જણાઇ નહિ. તે માણસ પાણીની નજીક ગયો, પાણીની અંદર ઉતર્યો, ઘુંટણપુર પાણીમાં ગયો, સાથળપુર પાણીમાં ગયો, કેડપુર પાણીમાં ગયો, પછી કિનારે બેઠેલાં માણસો તરફ જોયું, વળી ચારે બાજુ જોયું અને પછી પહેરેલાં કપડાં ભેરજ ડુબકી મારી, ડુબકી માર્યા પછી થોડી પળમાં ડોકું પાછું બહાર કાઢયું અને ગભરાઇ ગયેલો દેખાવા છતાં પાછો ડુબકી મારવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આ વિચિત્ર દૃશ્યથી મણીલાલને કંઇ શક પડયો; કોટ, ટોપી અને ખમીશ ઝટઝટ કાઢી નાંખીને કાંઠેજ પડતાં નાંખી તે પાણીમાં ઉતર્યો; સહેજવારમાં પેલા માણસ પાસે જઇ પહોંચ્યો અને તેનું પાંખડું પકડીને તેને બહાર ખેંચ્યો.

"ભાઇ સાહેબ, એમ ના બોલતા કે હું આપઘાત કરતો હતો અને તમે મને બચાવ્યો." તે માણસે રડમસ ચહેરે મણીલાલને આજીજી કરી.

"કેમ ?" મણીલાલે પૂછ્યું.

"ભાઇસાહેબ, વળી પોલિસ કેસનું લફરું થાય, ફજેતી થાય અને દંડ થાય, અને દંડ ભરવાના પૈસા લાવવા ક્યાંથી ? જે પૈસાને દુઃખે આપઘાત કરવા આવ્યો......"

"એ...મ ? ત્યારે તમે ખરેખર આપઘાત કરતા હતા ?"

"હા, ભાઇ સાહેબ, તમારી આગળ હું કબુલ કરું છું; પણ આપઘાત કરતાં જીવ ન ચાલ્યો."

આટલામાં તો તેઓ કાંઠે આવી ગયા; પણ મણીલાલને સમુદ્ર તરફ દોડતો જોયો એટલે કંઇક નવિન બન્યું હશે એમ ધારી લોકોનાં ટોળાં ત્યાં એકઠાં થઇ ગયાં હતાં.

"તમે કોઇને જવાબ નહિ આપતા, હુંજ લોકોને જવાબ આપીશ. મણીલાલે પેલા માણસને મુંગા રહેવા સૂચવ્યું.

"કંઇ નહિ બોલું. ભાઇસાહેબ." તેણે ખાત્રી આપી.

બેઉ જણ કાંઠે આવ્યા એટલે લોકો શું થયું, શું થયું, એમ પૂછવા મંડયા અને તરતજ પીળી પાઘડીવાળા એક સિપાઇ દાદા પણ પોતાને લાયકનો કેસ મળ્યો જાણી દોડી આવ્યા અને દમભેર પૂછવા લાગ્યા:

"આપઘાત કરવા ગયા હતા, કેમ ?"

"એ બિચારો ગભરાઇ ગયો છે, જે પૂછવું હોય તે મને પૂછો." મણીલાલ વચ્ચે બોલ્યો.

"અરે, શેઠ, તમે શું જાણો? આજકાલ નોકરી વગરના ઘણા માણસો એમ આપઘાત કરીને ફરવા આવેલા લોકને ખાલીપીલી કંટાળો આપે છે..." સિપાઇદાદાએ પોતાની લાગણીનું પ્રદર્શન કર્યું; "પૂછો એ માણસને કે તને નોકરી છે કે?"

"હા, છે, વિમા કંપનીમાં." પેલા માણસથી મુંગા ન રહેવાયું.

"કયી વિમા કંપનીમાં?" સિપાઇએ પૂછ્યું:

"બસરા એંડ મેસોપોટેમીયા લિમિટેડમાં." તે માણસે આ વખતે હિંમતભેર જવાબ આપ્યો.

"અરે, જવાદોને, સિપાઇદાદા, એ પાણીમાં ઉતર્યો ત્યારથીજ હું એને જોતો હતો; ઘુંટણપુર પાણીથી આગળ જતાં કંઇ ખાડો આવતાં એ લપસી ગયો." મણીલાલ બોલ્યો.

"આપઘાત કરનાર માણસ તે કંઇ આટલાં થોડાં પાણીમાં અને હજારો માણસનાં દેખતાં આપઘાત કરવાનો હતો કે?" ટોળામાંથી એક જણ બોલ્યું:

આ દલીલની સિપાઇ દાદા ઉપર અસર થઇ જણાઇ. તે ત્યાંથી ચાલ્યો ગયો અને પોતાના પહેરાપર જઇ ઉભો.

મણીલાલ પણ કપડાં પહેરી પેલા માણસને પોતાની સાથે લઇ લોકોથી છુટો પડયો.

સેન્ડહરસ્ટ રોડને ધોરી રસ્તે ન જતાં તેઓ ચની રોડ તરફ ગયા.

"તમારૂં નામ શું ?" મણીલાલે તેને પૂછ્યું.

"કેશવલાલ." તેણે જવાબ આપ્યો.

"શું કામ કરો છો ?"

"બેકાર છું."

"કેટલાક વખતથી ?"

"દોઢેક મહિનાથી."

"પહેલાં કયાં નોકરી કરતા હતા ? સાચે સાચુંજ કહેજો."

"વિમા કંપનીમાંજ; પણ પોલિસને નામ કહ્યું તે તો ખોટુંજ હતું."

"વારૂ, ત્યાંથી રજા કેમ મળી ?"

"ભાઇસાહેબ, રજા મળવાનું ખરૂં કારણ એક છે, અને બતાવવામાં આવતાં કારણ અનેક છે."

"એટલે ?"

"એટલે એમ કે આજકાલ બધીજ ઓફિસો ખર્ચમાં કરકસર કરવાનાં બહાનાં હેઠળ માણસો કમી કરે છે; ખરૂં જોતાં તો કોઇ માણસ ઘટાડતું નથી. ભારે પગારનાં માણસને બદલે ઓછાં પગારનાં નવાં માણસો નિમે છે. અથવા મારા પ્રસંગમાં બન્યું છે તેમ મને કાઢીને મારી જગાએ એક વધારે પગારના માણસને નિમવામાં આવનાર છે."

"કારણ ?"

"કારણુ શું ? કારણુ કંઇજ નહિ, અમારા મેનેજર સાહેબ મને કાઢી મેલીને મારી જગ્યાએ પોતાના જમાઇને નિમવાના છે."

"તેનું નામ શું ? તમારા મેનેજરનું ?"

"મિ. કલ્યાણજી નાયક."

નામ સાંભળી મણીલાલ ચોંકયો; છતાં ચોક્કસ માહિતિ મેળવવા તેણે વધુ પ્રશ્ન કર્યો:

"તમારા મેનેજરની ખાનગી નેમ તમે શી રીતે જાણી ?"

"તેમનો જે ખાનગી કારભારી છે તે મારો મિત્ર છે. તેણે મને કહેલું કે કલ્યાણજી નાયક જે યુવક સાથે પોતાની પુત્રીનું વેવિશાળ કરવાના છે તેને ઓફિસમાં મારી જગાએ નિમવા માગે છે."

"તેના જમાઇનું નામ ઠામ સાંભળવામાં આવ્યું છે ?"

"મણીલાલ કે કંઇક એવું નામ છે. ગુજરાત વિદ્યાપીઠનો સ્નાતક થયેલો કહેવાય છે. હશેરે કોઇ અણુઘડ. તેને ઓફિસનું કામ શું આવડવાનું છે ? પણુ ધણીનો કોઇ ધણી છે ?"

"તમે તે મણીલાલને જોયો છે કે ?"

"ના, કદી નહિ."

"વારૂ, હવે એકલા ઘેર જશો કે ? હું કાલે તમને મળીશ. તમારૂં સરનામું આપતા જાઓ."

કેશવલાલે પોતાનું સરનામું આપ્યું.

છુટા પડતાં મણીલાલે તેના હાથમાં બે રૂપીઆ સેરવી દીધા, પણ કેશવલાલ થોડે દૂર ગયો એટલે કંઇ વિચાર આવતાં તેણે તેને ઉભો રાખ્યો અને પૂછ્યું:

"કદાચ કાલે તમારૂં ઘર શોધતાં મને વખત લાગે અથવા ન પણ જડે, માટે તમારી સાથે હમણાં આવીને તમારૂં ઘર જોઇ જાઉં તો તમને વાંધો છે?"

"વાંધો તો કંઇ નથી, ભાઇસાહેબ, પણ મારી સ્ત્રીને આજના પ્રસંગ વિષે કંઇ પણ વાત કરતા નહિ."

"એક શરતે એ પ્રસંગ ગુપ્ત રાખવા હું વચન આપું છું."

"શી શરતે?"

"એજ કે તમારે ફરીથી આપઘાત કરવાની કોશિષ કરવી નહિ; તમારી મુશ્કેલીઓ જે હોય તે મને કહો; આપણે વિચાર કરીને તેનો કંઇ તોડ કાઢીશું."

"તો ચાલો મારે ઘેર; આજના બનાવનો ઇસારો કર્યા વગર તમે જે વાત કરવી હોય તે કરજો."

મણીલાલે તેમ કરવા હા પાડયાથી બેઉ જણે ગીરગામ બેકરોડનો માર્ગ લીધો. રસ્તે ચાલતાં મણીલાલે પૂછ્યું:

"કેશવલાલ, તમે બીજે કશે નોકરી શોધવા તજવીજ કરી હતી?"

"ઘણીય તજવીજ કરી હતી, ભાઇ, પણ કશે પત્તો લાગ્યો નહિ. મુંબઇમાં હમણાં નોકરીનું બી જ બળી ગયું છે."

"એ...મ? પણ તમે તો શહેરના થોડા વખતના અનુભવી હશોને?"

"તેનો, કંઇ મેળ નથી. બાપુ. વેપાર ઉદ્યોગની મંદી, હડતાળો, રાજ્યદ્વારી હિલચાલો, વિગેરે કારણોથી જીવન બહુ અસ્થિર થઇ ગયાં છે. નવાં સાહસો કોઇ ઉપાડતું નથી. જેના જે ધંધા ચાલે છે તેને પણ તે ટકાવી રાખવા મુશ્કેલ લાગે છે."

"ત્યારે બેકારીનો ડંખ તો સર્વસામાન્યજ છે ને ?"

"હા;"

"અને ધારોકે તમને નવી નોકરી મળી તોય તેની સ્થિરતાની ખાત્રી નહિ, ખરૂં ને ?"

"હા, એમજ છે."

"ત્યારે તમે કોઇ કાયમનો અને સ્વતંત્ર ધંધો શોધો તો ?"

"તેવું કશું બની શકે તેમ નથી. મને બીજો કોઇ પણ ધંધો આવડતો નથી. આવડતો હોતતો પણ તે શરૂ કરવાની મુડી અને શકિત નથી. સાબુ, અગરબત્તી, પીપરમીટ, હલવા, સફરજન, કે સંત્રાની ફેરી કરતાં આવડે પણ તે ધંધો કરતાં શરમ લાગે છે."

"તમારી માનસિક નબળાઇઓ જોઇ હું ખરેખર દિલગીર થાઉં છું."

"નબળાઇઓની વાત કરો છો ? ભાઇ, લગભગ દરેક કેળવાયેલા બેકારની મારા જેવી મનોદશા છે. નબળાઇ તે કયાં સુધીની ? આપઘાત કરવા ગયો તો તે પણ થઇ શકયો નહિ."

ચર્ચા ગંભિર પ્રસંગની હોવાથી મણીલાલે પોતાનું હસવું ખાળી રાખ્યું.

"ત્યારે યુનિવર્સિટીમાંથી દર વરસે હજારો કેળવાયેલાનો ફાલ બહાર પડે છે તેઓનું શું થતું હશે?" તેણે વાતના વિષયને અંગતને બદલે સામાન્ય કર્યો.

"થાય શું? રડાકુટારતો. વગવસીલાવાળા હોય તે ઓછેવત્તે પગારે ગમે ત્યાં રહી જાય. મારા જેવા નોકરીમાં હોય તે રખડતા થઇ જાય. એમ બરનિંગળ થયા કરે. જેઓને નોકરીની તમા કે પરવા નથી તેઓને મોટે પાડે બોલાવીને નોકરી આપવામાં આવે છે. મારા જેવા કે જેઓને નોકરીની ખાસ જરૂર છે તેઓને બેકારીના ખાડામાં હોમાવું પડે છે."

આ વખતે ગીરગામ બેકરોડ પર તેઓ આવી પહોંચ્યા અને ત્યાંની એક ગલીમાં આવેલા માળાની પાછળના ભાગની નાની ઓરડીમાં દાખલ થયા. કેશવલાલની સ્ત્રી એક નાનાં બાળકને ધવડાવતી ઉદાસીન ચહેરે બેઠેલી હતી, તેની બાજુમાં એક પાંચેક વર્ષનું અને બીજું ત્રણેક વર્ષનું એમ બે બાળકો લપાઇને ગુપચુપ અને રડમસ મોઢે બેઠેલાં હતાં.

"બાપુજી, બા, કાકડી લેવા પૈસો નથી આપતી." ઘરમાં પેસતાંની સાથે ત્રણ વર્ષનાં બાળકે કેશવલાલને ફરિયાદ કરી.

કેશવલાલની સ્ત્રીએ નીચેથી ઉંચું મોઢું કર્યું નહિ. કેશવલાલે પોતે પણ બાળકને જવાબ આપ્યો નહિ. મામલો ચેતી જઇ મણીલાલે બેઉ બાળકોને નીચે લઇ જઇ તેઓને જે જોઇતું હતું તે અપાવ્યું.

પછી કેશવલાલને બહાર બોલાવીને ધીરજ આપી અને બેચાર દિવસમાં તેને માટે કંઇ પણ બંદોબસ્ત કરવાની આશા આપીને તે "લોજ" માં જવા નીકળ્યો.

**પ્રકરણ ૮ મું** **હુમા.**

આનંદ વિમા કંપનીના વ્યવસ્થાપક કલ્યાણજી ગામદેવીના લતામાં એક નાનો બંગલો ભાડે રાખીને રહેતા હતા. ઓગણીસમી સદીના આખરના દાયકામાં અંગ્રેજીશાળાઓમાં જેવી કેળવણી અપાતી હતી તેવી કેળવણી તેમણે થોડી ઘણી લીધી હતી. તે વખતમાં તેમણે જે કંઇ સંસ્કારો સંઘર્યા હતા તેમાં ત્રીશ વરસે પણ ઝાઝો સુધારો થયો નહોતો. તેમના કેટલાક સંસ્કારો અને વિચારો તો ગમે તેવા સંયોગોમાં પણ બદલાય તેવા નહોતા. તેમને એક ખ્યાલ એવો હતો કે આ દેશને ૫૦૦ વરસે પણ સ્વરાજ્ય મળવાનું નથી. આ મતની પુષ્ટિમાં અંગ્રેજોનું ગોરાપણું, રમતીયાળપણું, ખર્ચાળપણું અને તે બધું નભાવવા પત્થરમાં લાત મારીને પૈસા પેદા કરવાની તેમની શકિત, તેમની વ્યવસ્થા, તેમનું નિયમિતપણું, તેમનું ઔદાર્ય, તેમનું પ્રમાણીકપણું, તેમની ભલમનસાઇ, અને એવા એવા તેમના સર્વ ગુણોના ઉદાહરણ તે ટાંકતા. એ ખ્યાલનો અનુસંગી બીજો ખ્યાલ તેમનો એ હતો કે અંગ્રેજોના એ બધા સદ્ગુણ આપણા લોકોમાં કદી આવવાના નથી. તે કહેતા કે સામાને આંજી નાંખવાનું આપણામાં તેજ નથી, આપણે કસરીયા છીએ, પૈસો પેદા કરવાની આપણામાં શકિત નથી, આપણામાં વ્યવસ્થા નથી. નિયમિતપણું નથી, આપણે પ્રમાણિક નથી, ઉદાર નથી, ભલા નથી, આપણામાં કોઇ જાતનો સદ્ગુણ નથી, માટે સ્વરાજ્ય મેળવવા અથવા તો ચલાવવા અને જરા વધારે પડતું બોલવામાં આવે તો તે વિષે વિચાર કરવા પણ આપણે લાયક નથી.

એ મત પૂરવાર કરવા પણ તેમને દૃષ્ટાંતનો તોટો પડતો નહિ. આપણે જુના વિચારના છીએ, બીકણ છીએ, વહેમી છીએ, એકજ ચીલે ચાલ્યા કરીએ તેવા છીએ, ઇર્ષ્યાખોર છીએ, અભિમાની છીએ, વિઘ્નસંતોષી છીએ, સામાનું અહિત ઇચ્છનારા અને અહિત કરનારા છીએ તથા આપણી એવી વૃત્તિઓ કદી પણ બદલાવાની નથી, એટલું તો ગમે તેની સાથે વાત વાતમાં બોલતાજ. દેશીઓના દુર્ગુણોથી પોતે કેટલા પર હતા તેનો તેમણે કદી વિચાર કર્યો નહોતો. અંગ્રેજોના સદ્‌ગુણ તેમણે કેટલા અંગિકાર કર્યા હતા તેનો પણ તેમણે હિસાબ રાખ્યો નહોતો. પણ બીજાઓના કરતાં, ખાસ કરીને તે જેઓને ઓળખતા હતા તે બધા કરતાં પોતે ચઢીઆતા હતા એ ભાન તેમને સદેવ રહેતું. મેટ્રિક સુધી પણ નહિ ભણેલો માણસ લાખો રૂપીઆની થાપણવાળી વિમા કંપની ચલાવે, ગામદેવી ઉપર બંગલો રાખી શકે, મોટરમાં ફરી શકે, અને તેનાથી વધુ ભણેલા અને વધુ બુદ્ધિમાન કહેવડાવતા લોકો સાધારણ સ્થિતિમાંથી કદી ઉંચાજ ન આવે, એ જોઇ તે અનુમાન કરતા કે તેમનામાં બીજાઓ કરતાં જરૂર કંઇ વિશેષ અમાનુષી શક્તિઓ છે. જાહેર જીવનમાં પડવાનો તેમને શોખ નહોતો, કેમજે એ માર્ગ તેમને પાયમાલી કરાવે તેવો લાગતો, તત્ત્વચિંતન એ તેમને મતે એદીઓનું કામ હતું, વિજ્ઞાન જાણવાની તેમને પુરસદ નહોતી, તેમ જરૂર પણ નહોતી, કારણ કે તે માનતા કે વૈજ્ઞાનિક શોધખોળના ભેજાં ધરાવવાનો ઇજારો તો પાશ્ચિમાત્યોએજ લીધેલો છે. આપણા જગદીશચંદ્ર બોઝ અને રામન તો ઉજ્જડ ગામમાં એરંડા જેવા છે. તેમને વાર્તાઓ અને નૉવેલો વાંચવાનો શોખ હતો. પરંતુ

તેમાં નિયમ એવો રાખેલો કે સાહિત્યનું કંઇ પણ પુસ્તક કે માસિક-કદી વેચાતું લેવું નહિ. એમાંથી કંઇ પૈસા પેદા કરવાની અકલ મળતી હોય તો પૈસા ખર્ચેલા કામના; બાકી કંઇપણ પુસ્તક ખરીદીને વાંચીને ઉંચે મેલી રાખવું એ કેવળ ધનનો દુર્વ્યયજ છે, એ પણ તેમની એક માન્યતા હતી. એમ છતાં પણ કલ્યાણજીને સર્વ સામાહિકો, સર્વ માસિકો, અને ઘણાં ખરાં નોવેલો મફત વાંચવા મળતાં, કેમકે તે બધાંમાં તે પોતાની કંપનીની કાયમની જાહેર ખબર આપતા. એ વાંચીને તે પોતાનું મન મનાવતા કે પોતે જમાનાની સાથેજ ચાલે છે. સારૂં કે નરસું, ગમે તેવું સાહિત્ય વાંચીને તેમણે કેટલો આત્મવિકાસ કર્યો હતો તે તે પોતેજ જાણતા. પરંતુ આટલું તો માલુમ પડી આવે છે કે પોતાની પુત્રીનાં લગ્નનું ચોકઠું ગોઠવવામાં નવલકથાઓનાં વાંચનથી મેળવેલાં સર્વ જ્ઞાનનો ઉપયોગ કરવા તે તત્પર થયા હતા.

જે વખતે મણીલાલ કેશવલાલને ઘેર પહોંચાડીને "લોજ" માં જતો હતો તે વખતે કલ્યાણજી વાળુ કરીને બંગલાના આગલા ભાગમાં આરામ ખુરશીપર પડી હવા ખાતા ખાતા "હિંદુસ્થાન" વાંચતા હતા. વર્તમાનપત્ર વાંચવામાં આજે તેમનું ચિત્ત નહોતું. એમ તેમની પાસે બેઠેલા કોઇપણ માણસને જણાઇ આવે. વાંચતાં વાંચતાં પત્ર બંધ કરીને ખોળામાં નાખી તે વિચારમાં પડી જતા દેખાતા; વળી પત્ર ઉકેલતા, તેમાં ઉપર, નીચે, એક ખુણે, બીજે ખુણે, સામે ખુણે નજર ફેરવતા અને વળી પાછું બંધ કરીને નાંખતા. એમ બે ત્રણ વાર પત્ર લીધું, ઉકેલ્યું, નાંખ્યું, વળી ઉપાડયું અને વળી નાંખ્યું, પણ ત્રીજીવાર નાંખ્યા પછી ઉપાડયું નહિ.

"રામા, બંગ તો દુર્ગાબહેન કાય કરતે તે." તેમણે રામાને ફરમાવ્યું.

"ઃકાય વાચેસ લીબ્હેસ." રામાએ ગુજરાતીમાં ઉત્તર આપ્યું.

તે દુર્ગાનાં અભ્યાસખંડમાં ગયા.

"શું કરે છે બહેન ?" તેમણે પૂછ્યું.

"ટ્રિગ્નોમેટ્રીના દાખલા ગણું છું." દુર્ગાએ જવાબ આપ્યો.

"નહિ સમજણ પડતી હોય તો મને પૂછને."

"તમને વળી ટ્રિગ્નોમેટ્રી શાની આવડે જે ?"

"કેમ એમાં શું ? દાખલા તેવા દાખલા." કલ્યાણજી એમ ધારતા હતા કે શાળામાં પોતે શીખેલા તેવા ને તેવા બધા દાખલા હોય. જરા રકમ અને વિગત જુદી હોય તેજ ને !

"હું કહું છું ને, કાકાજી, કે એ તમને ન આવડે. એમાં તો "સાઇન થીટા" કે "કોસ થીટા" ને "સેક થીટા" ને એવું બધું નવું નવુંજ આવે."

"વારુ, હશે ત્યારે. કેટલાક દાખલા ગણવાના બાકી છે ?"

"ગણી રહેવા આવી છું, મારું કંઇ કામ છે ?"

"હા, જરા અગત્યની વાત કરવી છે."

"બોલોને ત્યારે, બે ત્રણ દાખલા છે તે પછી કરીશ." દુર્ગા ધ્યાનપૂર્વક પિતાની સામે જોઇ રહી.

કલ્યાણજીને વાતની શરૂઆત કેમ કરવી તે સૂઝ્યું નહિ. થોડી વાર તે શાંત બેસી રહ્યા.

"કેમ બોલતા નથી ? કંઇ શોકજનક સમાચાર છે ?" દુર્ગા બોલી.

"નારે, ના. વાત તો ઉલટી શુભ પ્રસંગની છે."

"શું કોઇના લગ્નમાં જવાનું છે?"

"નારે, હમણાં ભાદરવા મહિનામાં તે લગ્ન હોય?"

"તો પછી કહી કેમ નાંખતા નથી?"

"જોની દુગી, તારાંજ લગ્નની વાત જરા ચળવાવા લાગી છે."

"એ.. મ? કોઇએ માગું મોકલ્યું હશે."

"માગું તો કોઇએ મોકલ્યું નથી, પણ મારા એક બાળસ્નેહી સાથે એ વિષે વાતચીત થઇ હતી."

"શી વાતચિત થઇ હતી?"

"એ કે તને હવે પરણાવવી જોઇએ."

"અને તમારા બાળસ્નેહીએ તેમ કરવામાં તમને સંમતિ આપી."

"હા."

"અને વર શોધી આપવાનું તેમણે માથે લીધું હશે."

"ના."

"ત્યારે વર શોધવા તેની માર્ફત કોઇ એજન્ટ નિમ્યો હશે."

"ના."

"ના, ના, કરો છો, તો પછી વાત ચાળવનારૂં તો કોઇ હશે ને?"

"હું પોતેજ ચાળવું છું."

"અને હવે તમારી ચળવળ કેટલા હદ સુધી આવી છે?"

"મને ઝાઝી ચળવળ કરવી પડી નથી."

"વારૂ, પણ તેનું પરિણામ શું આવ્યું છે તે કહેશો કે નહિ?"

-"કહું છું, બહેન, ધીમે રહીને બધું કહું છું. તું એટલી બધી અકળાઇ ગભરાઇ શું કરવા જાય છે?"

"ઠીક, ત્યારે ધીમે રહીને કહો. પાણી મંગાવું?"

દુર્ગાએ રામાને બોલાવીને પાણીનો લોટો ભરી લાવવા હુકમ કર્યો. પાણી પીને કલ્યાણજીએ વાત શરૂ કરી:

"મેં તારે માટે વર પસંદ કર્યો છે." આટલું. કહી કલ્યાણજી જરા થોભ્યા. પરંતુ દુર્ગાએ હુંકારો નહિ પૂર્યો એટલે તે બોલ્યા:

"કેમ બોલતી નથી?"

"તમારે જે કહી દેવું હોય તે કહી દોને, પછી મારે જે કહેવું હશે તે હું કહીશ."

"વર તને પણ પસંદ પડે તેવો છે." કલ્યાણજીએ ગંભીર સાદે કહ્યું. અને દુર્ગાના મોંહ સામું ધારી ધારીને જોવા લાગ્યા.

દુર્ગા ખડખડાટ હસી પડી.

"બહેન, આ તે કંઇ હસી કાઢવા જેવી વાત છે? તને હસવું કેમ આવ્યું?"

"કાકાજી, તમે રમુજજ એવી કરો છો તે હસવું નહિ આવે! અને વળી પાછા પૂછો છો કે કેમ હસી?"

"એમાં રમુજી શું છે?"

"એમાં રમુજી કશું નથી? વરને તે તમે પસંદ કરો કે હું પસંદ કરૂં? પરણવાના તે તમે છો કે હું છું?"

દુર્ગા વળી પાછી હસી પડી. હસતાં હસતાં તે બોલી:

"અને તમારો શોધેલો વર મને પણ પસંદ પડશે એમ તમને ખાત્રી થઇ ચૂકી છે........"

"શા માટે નહિ? તને કેવો વર ગમે અને કેવો નહિ તે હું નહિ સમજી શકું?"

"તે તમે શોધેલા વરને મારી પાસે લાવજો તો ખરા. જરા ગમ્મત પડશે." કહી દુર્ગા વળી પાછી હસી પડી.

"જો, દુર્ગી, આ ગમ્મતની વાત નથી હં! તું એવી વલણ ધારણ કરશે તો તું પણ ફજેત થઇશ અને તારી સાથે હું પણ ફજેત થઇશ." કલ્યાણજીએ પ્રસંગમાં ગંભિરતા લાવવા પ્રયત્ન કર્યો.

"પણ કાકાજી, એ તમને શું સૂઝ્યું? મને પરણાવવાનું? હજી તો હું અભ્યાસ કરું છું. મારે ક્યારે પરણવું અને કેવા વર સાથે પરણવું તે હું વધારે જાણું કે તમે?"

"અલબત્ત, હું વધારે જાણું. તેં ગમે તેટલી કેળવણી લીધી હોય તો પણ તું નાદાન તે નાદાન. દુનિયાદારીનું અને વ્યવહારનું તને શું ભાન?"

"કાકાજી, એ ભાન ધરાવવાની જરૂર છે? દેશમાં આટલા બધા યુવકો પડ્યા છે તેમાંથી વખત આવે ત્યારે આપણને વર નહિ મળી રહે?"

"એટલા બધા આગળ પડતા વિચાર ધરાવવા તે જોખમકારક છે હં! શું તારે જ્ઞાતિનાં બંધનને તોડવું છે?"

"કાકાજી, આ તો વાત પરથી વાત નીકળી તેથી હું સામાન્ય રીતે બોલું છું. પણ હું પાંચ વરસ પછી પરણું તો જ્ઞાતિમાંથી વર નહિ મળે?"

"આપણી જ્ઞાતિમાં તો મળે. પણ તે વખતે કદાચ આપણને જોઇતો હોય તેવો વર ન પણ મળે."

"એ સિવાય તમને બીજી કંઇ ધાસ્તી છે? તમે કંઇ કહેતા અચકાઓ છો, એમ લાગે છે."

"જો, બહેન, તું ઉછરે છે કૉલેજના વાતાવરણમાં; પણ વ્યવહાર જગત્ તેનાથી જુદાજ પ્રકારનું છે."

"ખરું કહેજો, કાકાજી, તમે 'કૉલેજની કન્યા' નો ખેલ જોઇ આવ્યા તે ઉપરથીજ એમ કહો છો ને?"

દુર્ગાને વળી પાછું હસવું આવ્યું અને કલ્યાણજી ગંભિર ચહેરે બેસી રહ્યા.

"ખરી વાત એ છે, કાકાજી, 'કૉલેજની કન્યા' ના નાટકમાં દર્શાવેલું વાતાવરણ તેથી જુદુંજ છે."

"એ...મ?"

"હાસ્તો વળી. તમારો ખ્યાલ શો હતો?"

"મને એમ ધાસ્તી રહેતી હતી, અથવા રહે છે કે કૉલેજમાં જ્ઞાતિ પરજ્ઞાતિના કોઇ યુવક સાથે નાદાનીમાં..... "

દુર્ગા વચ્ચે બોલી નહિ, એટલે કલ્યાણજીએજ આગળ ચલાવ્યું:

"તેથી મેં ધાર્યું કે વેવિશાળ કરી મેલેલું સારું. એ તો આપણે જરા કેળવણી અને સુધારામાં આગળ પડેલા તેથી; બાકી બધા પિતાઓ ક્યાં પોતાની દીકરીઓને પૂછીને વિવાહ કરે છે?"

"કદાચ, હું કંઇ બળવો કરૂં એવી તમને ધાસ્તી રહે છે ખરી?"

'જો તને પસંદ પડે તેવો વર નહિ શોધું તો મને ધાસ્તી રહેજ. વળી આપણે કામ રહ્યું આપણી જ્ઞાતિ સાથે કે જેમાં કહેવાતા ઉંચ કુળના માણસ પોતાનાથી ઉતરતાનું અપમાન કરવામાંજ ગૌરવ માને છે."

"તો આપણે તેવાઓ સાથે વ્યવહાર ન રાખીએ."

"તે કંઇ ચાલે? મને સંપત્તિ મળી છે તો તને ઉંચ કુળમાં શા માટે નહિ પરણાવું?"

"તમે ઉંચ કુળવાળાઓ પ્રત્યે અણગમો દર્શાવો છો અને વળી તેઓ સાથે વ્યવહાર બાંધવા ચાહો છો. એમાં તમને વિચાર અને આચારનો વિરોધ નથી દેખાતો?"

"હોય, એ તો ચલવી લેવો પડે."

"વળી કાકાજી, કોલેજની કન્યાઓ અને યુવકો માટે પણ તમોને જે ખ્યાલ છે તે કાઢી નાંખજો. તમે ધારો છો તેવાં તે નાદાન નથી. હમણાંના યુવકોની સંસ્કૃતિ તમારા વખતના યુવાનો કરતાં જુદી છે, તેઓનાં ધ્યેય જુદાં છે, હમણાંના વૃધ્ધો કરતાં જગતની વાસ્તવિકતા તેઓ વધારે સમજે છે, તેઓ તમારા કરતાં વધારે કર્તવ્યશીલ છે, અને તેઓની સંસ્કૃતિમાં જે સૌથી વધારે ધ્યાન ખેંચનારૂં તત્ત્વ છે તે એ છે કે તેમનામાં પુરતું નૈતિક બળ છે. પોતાને ખરૂં લાગે તે કરવા હમણાંનાં યુવકો જાન કુરબાન કરતાં ડરે તેવા નથી..."

"દુર્ગી' આ તો તેઓને તું છેક તાડ પર ચઢાવે છે..."

"વારૂ, ત્યારે, વખત આવે જોઇ લેજો."

"હવે બધા યુવકોની વાત પડતી મેલને. આપણે આપણીજ વાત કરીશું."

"આપણી વાત હજી બાકી છે શું?"

"હા, તારે માટે મેં જે વર પસંદ કર્યો છે તે એક બે દિવસમાં આપણે ઘેર આવશે..."

"મને જોવા?" કહી દુર્ગા હસી પડી.

"એમ હસ્યા કરે છે તે મને નથી ગમતું હં! હવે તારે જરા ગંભિર અને ઠરેલ થવું જોઇએ. તારા જેવડી બીજી છોકરીઓ કેવી ડાહી ડમરી હોય છે!"

"વારૂ, વારૂ, ડાહી ડમરી થઇ જાઉં. હવે મારે શું કરવાનું છે તેને લગતી સૂચના આપી મૂકો જોઇએ."

"સૂચના તો આપું. પણ શેઠની શિખામણ ઝાંપા સુધી, એમ નહિ કરતી. છોકરો જરા મિજાજી છે અને મારી સાથે તું જેટલી હસીને વાત કરે છે તેમ તેની સાથે કરશે તો કદાચ..."

"તે રિસાઇને અથવા ખિજવાઇને ચાલ્યો જાય, એમજ ને?"

"તેમ થશે તો મારી મહત્વાકાંક્ષા તુટી પડશે. એક મોટા જાગીરદારના દીકરા સાથે તને ઠેકાણે પાડવાની મારી અભિલાષા પર પાણી ફરી વળશે."

"પણ તે છે કોણ? તેનું ઓળખાણ તો આપશો કે નહિ?"

"રાજપુરના જમીનદાર જીવણજી દેસાઇનો દીકરો. તેનું નામ મણીલાલ છે. ગુજરાત વિદ્યાપીઠનો સ્નાતક થયેલો છે."

"વારૂ, કાકાજી, ત્યારે તે છે અને હું છું...."

"પણ, એટલું ધ્યાન રાખજે કે કંઇ આડું વેતરાઇ જાય નહિ."

"તમે તમારે નચિંત રહેજો ને."

પછી કલ્યાણજી પોતાના ખંડમાં ગયા અને દુર્ગા ટ્રિગ્નોમેટ્રીના બાકીના દાખલા ગણવા લાગી.

## પ્રકરણ ૯ મું. નોકરીયાત મનોદશા.

દેશમાં અત્યંત બેકારી છે એમ મણીલાલે વર્તમાનપત્રોમાં ઘણીવાર વાંચ્યું હતું, તથા ઘણાને મોઢેથી વાત પણ સાંભળી હતી, પણ તે વિષે તેને ખાસ ગંભિર વિચાર કદી આવ્યા નહોતા. કેશવલાલના પ્રસંગનો નમુનો જોયા પછી તથા તેનાં ઘરની, તેની સ્ત્રીની અને તેનાં બાળકોની દશા નિહાળ્યા પછી બેકારી અથવા ગરિબી એ કેવી કારમી વસ્તુ છે તેનું તેને પ્રત્યક્ષ ભાન થયું. તે રાત્રે મોડે સુધી તેને ઉંઘ આવી નહિ. તેના બધા જ્ઞાનતંતુઓ એ એકજ વિષયનો વિચાર લઇ ઉઠયા. બેકારી આ જમાનામાંજ છે કે પૂર્વે હતી? બેકારી અને ગરિબી એ બે એકજ વસ્તુ છે કે એકજ વસ્તુના બે સ્વરૂપ છે કે બંને ભિન્ન ભિન્ન છે તે વિષે તેણે ઇતિહાસ પુરાણો સંભારવા માંડયાં.

દારિદ્રના સંબંધમાં સુદામાનું આખ્યાન પ્રખ્યાત છે. દ્રવ્ય મહિમા ભર્તૃહરિ જેવા યોગેશ્વરે પણ ગાયો છે. અને પંચતંત્ર તથા હિતોપદેશ જેવાં લોકસાહિત્યમાં પણ ધનપ્રાપ્તિની ઇચ્છા પ્રબળ રાખવા ઉપદેશવામાં આવ્યું છે. જીવનોપયોગી સાધનોની સમાજમાં ચાલતી અસમાન વહેંચણીને સર્વેએ કર્મધર્માનુસૃત ઠેરવી છે. કૃષ્ણનું દ્વારકા જોઇને સુદામાને એમ વિચાર આવતો નથી કે કૃષ્ણ મૂળથી ક્ષત્રિય અને રાજકુમાર હતો માટે તે પૃથ્વીપતિ થઇ બેઠો અને પોતાને ત્યાં પહેલેથીજ ખાવાનું અનાજ નહોતું તે પાછળથી પણ ન આવ્યું. તેને તો એમાં કર્મનીજ કોઇ ગહન ગતિ દેખાઇ.

અને તે પછી આજે ૫૦૦૦ વર્ષ વીતી ગયાં છે તોય જનસમુદાયને તો કર્મની ગતિ સિવાય અન્ય કંઇ દેખાતું નથી.

પરંતુ મણીલાલની વિચાર સંકલના કર્મની દોરી પર ચાલે તેમ નહોતું. જીવનોપયોગી ચીજોની ખાનગી માલિકીનો કાયદેસર ઠેરવવામાં આવેલો હક તેને ખુંચ્યો. માલિકીનું જરૂરતના પ્રમાણમાં કાયદેસરપણું ઠેરવવું તેમાં તેને કંઇક બુદ્ધિ દેખાઇ, પણ હજારો માણુસોનું પોષણ થાય તેટલાં દ્રવ્યનો અથવા તે દ્રવ્યયોગે મળી શકતી વસ્તુઓનો—એક માણુસ સંચય કરી રાખે અને હજારો માણુસોને તે વિના વલખાં મારવાં પડે, ભૂખે મરવું પડે, અને નિર્દોષ બાળકોને કાકડી તરબુચ જેવી નજીવી વસ્તુઓ માટે પણ કકળાવવાં પડે, એ વ્યવસ્થા તેને ખરેખર અસહ્ય લાગી, પણ રશિયાનો વિપ્લવ સાંભરતાં તેને જગતની સુવ્યવસ્થા માટે પણ આશાનું કિરણ દેખાયું. પછી સામાન્ય વિચાર બંધ કરી કેશવલાલ માટે શો બંદોબસ્ત કરી શકાય તે સંબંધી મનમાં ઘડભાંજ કરતો તે ઉંઘી ગયો.

બીજે દિવસે સવારે ઉઠતાંની સાથે નહાઇ ધોઇને તે કેશવલાલને ઘેર ગયો.

"કેશવલાલ, તમારાં પત્ની સમક્ષ આપણે વાત કરીએ તો તમને વાંધો છે ?"

"ના, કાંઇ વાંધો નથી." કેશવલાલે પોતાની પત્નીના મોંહ સામું જોઇ જવાબ આપ્યો.

"ત્યારે, બહેન હું તમને કેટલાક પ્રશ્ન પૂછું છું તેના જવાબ આપશો ?" મણીલાલે કેશવલાલની સ્ત્રીને પૂછ્યું.

ડોકું હલાવી તેણે હા પાડી.

"સાચું કહેજો, આ કબુતરખાનાં જેવી ઓરડીમાં રહેવું તમને ગમે છે ?"

"એમનો સારો પગાર હોત તો મોટી ઓરડી રાખતે." કેશવલાલની સ્ત્રીએ કહ્યું.

"મોટી ઓરડી તે મોટું કબુતરખાનું ? હું તમને પૂછું છું કે તમને મુંબઇનો કોટડીઓ વાસ ગમે છે ?"

"જ્યાં જીવન ચાલતું હોય ત્યાં રહેવુંજ પડેને ?"

"બહેન, હું પૂછું તેનો સીધો જવાબ આપો. તમને મુંબઇના વાસમાં કંઇ અગવડ નથી લાગતી ?"

"લાગે છે રતો. ઓરડીનાં ભાડાં મોંઘાં છે. દૂધ મોંઘું છે તોય સ્વચ્છ તો મળતુંજ નથી. ઘી મોંઘાં લઇએ તોય તે વનસ્પતિનું ન હોય એની ખાત્રી રહેતી નથી. અનાજ મોંઘાં છતાંય સારાં મળતાં નથી. હવા સારી નથી હોતી તેથી બધાં વારંવાર માંદા પડીએ છીએ. બાળકોને આ નાની ઓરડી સિવાય, બાહાર રમવાની જગા નથી મળતી."

"તો એ બધું જોતાં તમે ગામડાનું જીવન પસંદ કરો કે નહિ ?"

"હું તો એમને પહેલેથીજ કહે કહે કરૂં છું કે બળ્યું, આપણે મુંબઇમાં રહેવું નથી."

"પણ ગામડાંમાં જઇને હું ઉદ્યમ શો કરૂં ?" કેશવલાલ બોલ્યો.

"હમણાં તો અહિં પણ ઉદ્યમ નથીને ?"

"પણ મળે તેવી આશા ખરીને." એમ બોલતાં કેશવલાલે મણીલાલને આંખના ઇસારામાં પોતાના આપઘાતનાં પ્રયત્નની વાત છુપાવવા જણાવી દીધું.

"હવે બહેન, હું તમને પૂછું છું કે તમારા પતિને ધારો કે આજે નોકરી મળે તોય તમે અહિં રહેવા રાજી છો ?"

"ભાઇ, આ રીતે જો જીવન ગુજારવાનું હોય તો તો મને મુંબઇ નથી ગમતું."

"તમને હું એક સારાં ગામડામાં રખાવી આપું તો તમે ત્યાં જાઓ ?"

"ત્યાં કરવાનું શું ?" કેશવલાલે પૂછયું.

"ખેતી વાડી. તમને નહિ આવડતી હશે તો શીખવવામાં આવશે. અને બહેનને પશુપાલનનું કામ કરવું પડશે."

"કોણ શીખવશે અને જમીન કોણ આપશે ?"

"મારા એક મિત્ર છે, તે કેળવાયેલા યુવક છે અને અહિંથી નોકરી છોડીને તેમણે ત્યાં એ ધંધો કર્યો છે."

"પણ અમારી પાસે મુડી, સાધન, કંઇ નહિ હોય તેનું શું ?"

"તે આવી મળશે; તમે કામ કરવા તૈયાર છો કે નહિ ?"

"મને તો એ કામ બહુ ગમશે." કેશવલાલની સ્ત્રીએ જવાબ આપ્યો, પણ કેશવલાલ માથું ખજવાળતો બેસી રહ્યો.

"મણીલાલે જોઇ લીધું કે કેશવલાલનામાં કેટલું મીઠું હતું. તેના કરતાં તો તેની સ્ત્રી વધારે હિંમતવાળી દેખાઇ.

"તો એમ કરો કે બહેનને બાળકો સાથે તે ગામ જઇ વસવા દો. અને તમે અહિં નોકરી કર્યા કરો. નોકરીથી કંટાળો ત્યારે તમે પણ ત્યાં જજો."

"તે, ભાઇ સાહેબ, છતાં સ્ત્રી બાળકોએ હું અહિં એકલો શી રીતે રહી શકું?"

"તો. જાઓ, તમે પણ સાથે. તમારાથી ત્યાં કશું ન થાય તો ફર્યા કરજો; બહેન પોતે કામ કરશે તેમાંથી તમારો ગુજારો થઇ જશે."

કેશવલાલે શરમાઇને નીચે જોયું; પણ તેની સ્ત્રીને એ માર્ગ રૂચ્યો. તે બોલીઃ

"હું તો ગામડામાંજ જન્મી છું અને ઉછરી છું, એટલે મારાથી તો એ બધાં કામ થશે."

"છતાં, ભાઇ સાહેબ, તમારા વગવસીલે કશે નોકરીનુંજ થતું હોય તો તે કરોને." કેશવલાલે કાકલુદી કરી.

"ચાલો ત્યારે મારી સાથે."

કેશવલાલની નબળાઇ મણીલાલ સંપૂર્ણ કળી ગયો, તેને લાગ્યું કે કાલે એને આપઘાત કરવા દીધો હોત તો સારૂં થાત. કારણ કે એના મુઆ પછી એનાં સ્ત્રી બાળકોની દયા ખાઇને કોઇપણ માણસ તેમને ગામ રવાના કરી આપને અને બાઇ બાળકોનું પોષણ કરવા ધણી કરતાં વધારે શકતીવતી છે.

કલ્યાણજીને ત્યાં જવાનો મણીલાલનો ઇરાદો હતોજ નહિ, પણ કેશવલાલને ઠેકાણે પાડવા તેણે તેમને મળવા ધાર્યું. તે એટલું તો સમજી ગયો હતો કે કલ્યાણજીએ પોતાને જગા આપવા સારૂજ બિચારા કેશવલાલને કાઢી મૂકયો હતો.

કેશવલાલને નજીકની એક હોટલમાં બેસાડી મણીલાલે કલ્યાણજીના બંગલામાં પ્રવેશ કર્યો, બંગલાના પગથીયાં આગળ રામો પતરાંના બીબાં વતી સાથીઆ પૂરતો હતો અને દુર્ગા તે જોતી ઉભી હતી:

"આવો; કોનું કામ છેજી?" તેણે મણીલાલને આવકાર આપીને પૂછ્યું.

"કલ્યાણજીભાઇનું; ઘરમાં છે ને?"

"હાજી, બેસો, સંધ્યા કરવા બેઠેલા છે, પાંચેક મિનિટમાં આવે છે."

મણીલાલ "મુંબઇ સમાચાર" લઇને ખુરશી પર બેઠો.

થોડીવારે કલ્યાણજી પાવડી પટપટાવતા બહાર આવ્યા. હાથે અને કપાળે તેમણે ભસ્મનાં ત્રિપુંડ કર્યાં હતાં; રેશમી કોરવાળું પિતાંબર (ખરૂં જોતાં તો રકતાંબર) પહેરેલું હતું અને હાથમાં આચમની સાથે જળપાત્ર ધારણ કરેલું હતું. સૂર્ય ભગવાનને અર્ધ્ય આપીને પરવાર્યા પછી તેમણે મણીલાલને બોલાવ્યો.

"ઓ હો હો, મણીભાઇ, કંઇ ઘણે દહાડે દેખાયા. મેં સાંભળ્યું હતું કે મુંબઇ તો તમે ઘણા વખતથી આવ્યા છો."

"હાજી, બાર પંદરેક દિવસ થયા હશે."

"ઓળખે કે દુર્ગી, આ આપણા મણીભાઇ. રાજપુરવાળા જીવણજીભાઇના ચિરંજીવી." કલ્યાણજીએ પોતાની પુત્રીને ઓળખાણ કરાવ્યું, અને પાછું મણીલાલને પૂછ્યું:

"હમણાં તો હવે અહિંજ રહેવાના છો ને ?"

"હજી બે ત્રણ દિવસ રહેવું પડશે."

"કેમ ? પછી પાછા ઘેર જવાના ?"

"ના, અહિંથી કલકત્તે જવા વિચાર છે."

"કેમ અહિં કંઇ નોકરીનો ઘાટ નહિ બેઠો શું ?"

"તમને કહ્યું કોણે જે હું નોકરી શોધું છું અને કલકત્તે પણ નોકરી શોધવા જાઉં છું ?"

"મેં એમ અનુમાન કર્યું..."

"તમારાં અનુમાન કોઇ કોઇ વાર ભયંકર હોય છે....બહેન, તમે જરા અંદર જશો ? મારે એમની સાથે ખાનગી વાત કરવી છે."

દુર્ગા અંદરના ખંડમાં ગઇ પણ ત્યાં એવી જગાએ ઉભી રહી કે જેથી પોતાના પિતા અને તેમણે તેને સારૂ શોધી કાઢેલા વર વચ્ચે થતી વાતચિત સાંભળી શકાય.

"બોલો, શું કહેવું છે ?" દુર્ગાના ગયા પછી કલ્યાણજીએ પૂછ્યું.

"તમારી કંપની કેમ ચાલે છે ?" મણીલાલે શરૂઆત કરી.

"સારી રીતે."

"ત્યાં કોઇ એકાદ જણ માટે નોકરીની જગા ખાલી છે ?"

"તમારે નોકરી જોઇતી હોય તો નહિ જગાની પણ જગા કરું."

"મોટો ઉપકાર. મારે પોતાને નોકરી જોઇતી નથી."

"ત્યારે બીજો કોઇ ઉમેદવાર હોય તો તો તેની લાયકાત જોયા પછી વાત. તમે ક્યાં ઉતરેલા છો?"

"નૃસિંહ હિંદુ લોજમાં."

"તે તમારા કોઇ સોબતીએજ તમને કહ્યું હશે. લોજોમાં પડયા પડયા બહુ માણસો નોકરી શોધતા ફરે છે."

"પાછું તમારું અનુમાન! મારે ફરીથી કહેવું જોઇએ કે તમે બહુ ઉતાવળા અનુમાન કરનારા છો. તમારે ત્યાં એક જગા ખાલી છે કે નહિ?"

"છે, પણ, તે..."

"પણ ને બણ કંઇ નહિ; તે જગા ઉપર હું બતાવું તે માણસને ગોઠવશો તો મારા ઉપર તમારો મોટો આભાર થશે. ગોઠવશો?"

"વારુ, તેને ઓફિસમાં ચિઠ્ઠી સાથે મોકલજો."

"હમણાં અહિંજ બોલાવું તો?"

"તે એટલી બધી ઉતાવળ શી વહી જાય છે."

"તે માણુસ માટે તો જીવન મરણનો પ્રશ્ન ઉભો થયો છે."

"બોલાવો ત્યારે જોઇ લઉં."

મણીલાલ પાસેની હોટેલમાંથી કેશવલાલને બોલાવી લાવ્યો.

"કેશવલાલ તમે?" કલ્યાણજી તેને જોઇ બોલી ઉઠયા.

"હા, જી, એ આપઘાત કરવા કાલે દરિયામાં પડેલો, ત્યાંથી મેં એને બચાવ્યો હતો અને જાણવાયોગ્ય સર્વ જાણી લીધું હતું."

"વારૂ, કેશવલાલ, તમો આજથી ઓફિસમાં જઇ, તમારી ટેબલ પર બેસજો." કલ્યાણજીએ કચવાઇને કહ્યું.

"અને આમ જુઓ, કેશવલાલ. જો તમારી નોકરી વળી પણ છુટી જાય તો મેં તમને જે ઉપાય બતાવ્યો છે, તેનો વિચાર કરજો. સાંજે બહેનને હું પાછો મળીશ." કલ્યાણજીને જરા દબેલો રાખવા મણીલાલે કેશવલાલને ભેદમાં સૂચના કરી.

કેશવલાલ મણીલાલને અને કલ્યાણજીને સલામો ભરતો ખુશાલી-ભર્યાં મુખડે ઘેર ગયો.

"કેશવલાલ આપઘાત કરતો હતો ?" તેના ગયા પછી કલ્યાણ-જીએ પૂછ્યું.

"ત્યારે શું હું ખોટું કહું છું ? જરા એને ઘેર જઇ એના તથા એની બૈરીના અને છોકરાંના દિદાર તો જોઇ આવો."

"ચાલો, પત્યું હવે."

"હું પણ હવે રજા લઇશ."

"જમીને જજોને."

"વળી કોઇવાર આવીશ."

"બે ત્રણ દિવસ તો રહેવાના છો. તેમાં કોઇવાર ક્યારે આવવાના ?"

"વારૂ, કાલે આવીશ." કહી તે ચાલ્યો ગયો.

કલ્યાણજીએ તર્કશકિત વાપરી કે દીકરો છે તો ભાગે નહિ તેટલાં ખોખરાં કરે એવો. પણ દુગી'ને જોઇને કેવો પલળ્યો. દીકરાજી, કેશવલાલને પાછી નોકરી આપી તે તારૂં મોંઢ જોઇને. બાકી તે આપઘાત કરે તો ભલેને કાલે કરતો હોય તે આજે કરે!

## પ્રકરણ ૧૦ મું. પ્રેમ નાટક

તેજ દિવસે સાંજે મણીલાલ પાછો કેશવલાલને ઘેર ગયો અને તેની ખબર અંતર પૂછી. કેશવલાલે ઓફિસને લગતી હકિકત કહી; જેની મતલબ એ હતી કે કલ્યાણજીએ ઓફિસમાં જઇને કેશવલાલ જાણે રજા ઉપર હતો અને પાછો ફર્યો હોય તે રીતે તેનું નામ નોંધવા બંદોબસ્ત કર્યો પણ તેની ગેરહાજરી દરમ્યાનનો તેનો પગાર અથવા તે પેટે કંઇ આપવું જોઇએ તે આપવા જેટલી દયા તેણે દર્શાવી નહોતી. કેશવલાલ જેવા મગજની નબળાઇવાળા માણસને પોતા વિષે વધારે પરિચય આપવો મણીલાલને યોગ્ય લાગ્યો નહિ; પણ તેનાં કુટુંબને હાલ તુરત પાછું સુખમાં મૂકાયેલું જોઇ તેને સંતોષ થયો; ઘરનો દેખાવ આગલા દિવસ કરતાં સુધર્યો હતો બાળકોનાં ચહેરા આનંદી દેખાતા હતા અને કેશવલાલની સ્ત્રીનાં મુખ પરથી પણ ગ્લાનિની છાયા ઉડી ગઇ હતી. કેશવલાલે અને તેની સ્ત્રીએ મણીલાલનો મનાય તેટલો આભાર માન્યો; મણીલાલે હાલ તુરત તેમના ખર્ચ માટે રા. ૧૫) ઉછીના આપ્યા; જે રૂપીઆ ગમે ત્યારે તેની ઉપર "મનીઓર્ડર"થી મોકલી આપવા તેણે કહ્યું અને પોતાનાં ગામનું સરનામું આપ્યું. કેશવલાલની સ્ત્રીને સંબોધીને તેણે કહ્યું કે ભવિષ્યમાં ન કરે નારાયણ અને વળી કંઇ આપદૂ પ્રસંગ આવે તો તેણે તેને ભાઇ ગણીને લખી જણાવવું.

મણીલાલને હવે મુંબઇમાં રહેવા માટે એકજ કારણ રહ્યું હતું. તે એ કે પોતાના ગામના અંત્યજ બંધુ દેવજીભાઇને

શોધી કાઢવા; તેમને તેના પિતાએ શો અન્યાય કર્યો હતો તે જાણવો અને તેનું પોતાથી બનતું નિવારણ કરવું. એ કાર્ય માટે તેણે બીજો દિવસ અને બીજે દિવસે ન બને તો ત્રીજો દિવસ મુકરર કર્યો.

બીજે દિવસે "લોજ"માંજ જમીને તે કલ્યાણજીને બંગલે ગયો. અસમાન વય, અસમાન વિચાર, અને અસમાન રહેણી કરણીનાં માણસો વચ્ચે શી બાબતોની વાતચિત થઇ શકે? પણ કલ્યાણજી રહ્યા બોલકણા, એટલે તેમણે પોતાના બંગલાની વાત કરી, તેમાં કરાવેલા સુધારા વધારાની વાત કહી, બંગલાને દેવડાવેલા રંગનો ભાવ કહ્યો. બગીચામાં મૂકાવેલાં ફુલઝાડનાં કુંડાની કિંમત કહી, મોટરની બનાવટ અને તે ખરીદવાની કુનેહ સમજાવી, શોફરોની લુચ્ચાઇની ફર્યાદ કરી, રામાની વફાદારીનાં વખાણ કર્યાં; રસોયાનું પ્રમાણિકપણું વર્ણવ્યું અને છેવટે વિમાનો ધંધો કેવી રીતે ખીલતો હતો તેની પણ રૂપરેખા આપી.

મણીલાલે બધું મુંગે મોઢે જોયા કર્યું અને સાંભળ્યા કર્યું. પછી પોતાની પુત્રીને ઉદ્દેશીને તેમણે કહ્યું;

"દુર્ગા, તને તો આજે રજા છે ને?"

"હા."

"ત્યારે તું એમને તારાં ચિત્રકામ, છબીઓ, પુસ્તકો વિગેરે બતાવજે અને સમય વીતાડી દેજો. માફ કરજો હં, મણીલાલ, મારે હમણાં ડિરેકટરોની સભામાં જવાનું છે. હું બપોર પછી તો પાછો આવીશ. સાંજે આપણે વાળુ કરીને બધાં સાથે ફરવા જઇશું."

એવો નિરોપ કરી કલ્યાણજી ચાલ્યા ગયા.

દુર્ગાને પિતાના શિષ્ટાચાર અને તેમણે મનથી અંકિત કરેલા જમાઇની ગંભિરતા જોઇને હસવાનું તો પણું મન થઇ જતું હતું પણ તેણે સંયમ રાખ્યો.

પિતાના માનસ જમાઇને તેમના નિરોપ પ્રમાણે ચિત્રકામ, છબીઓ, પુસ્તકો વિગેરે તેણે બતાવ્યું. મણીલાલે બધું જોયું પરંતુ કોઇ ચીજ વિષે તેણે સારૂં કે નરસું કશું મત આપ્યું નહિ.

એ કામમાંથી પરવાર્યા પછી બેઉ જણ પ્રધાનખંડમાં આવીને બેઠાં. દુર્ગાએ રામાને સોડા, લેમોનેડ, બરફ પાણી વિગેરે લઇ આવવા હુકમ કર્યો, અને વિવેક બતાવવા મણીલાલને પૂછ્યું:

"Do you feel at home? તમને ઘરનાં જેવું ગમે છેને?"

"જેવું ઘેર ગમે છે તેવુંજ અહિં ગમે છે."

"ત્યારે તમે ગંભિર કેમ દેખાઓ છો? શું ઘર આગળ પણ તમે આવા ગંભિરજ રહો છો?"

"જે વસ્તુમાં જેને રસ નહિ હોય તેમાં તે ગંભિર દેખાય. બાકી કોઇ માણસ બધો વખત તો ગંભિર રહી શકેજ નહિ. પ્રસંગ આવવે મહાત્મા ગાંધી પણ ખડખડાટ હસી શકે છે."

"મારી માન્યતા એવી છે કે We must enjoy life—આપણે જીવનના ઉલ્લાસ ભોગવવા જોઇએ. યુરોપિયનો કેવું ઉલ્લાસભર્યું જીવન જીવે છે અને આપણે તો બારે દહાડા ઘુવડ જેવા ગંભિર રહીએ છીએ. ખાસ કરીને જુવાન પ્રજાએ તો ઉલ્લાસ ભોગવવાજ જોઇએ."

દુર્ગાનું આ કથન સાંભળી મણીલાલ ખડખડાટ હસી પડયો.

"કેમ તમને શું હસવું આવ્યું ?" દુર્ગાએ પૂછ્યું.

"જીવનના ઉલ્લાસનું અને જીવનના ઉલ્લાસથીજ હસવું આવ્યું."

"એટલે ?"

"તમે પહેલાં ઉલ્લાસની વ્યાખ્યા આપોને. પછી આપણે એની ચર્ચા કરીએ."

"કેમ ? શ્રી. કનૈયાલાલ મુન્શીનું પ્રખ્યાત ભાષણ તમે વાંચ્યું નથી કે જેમાં તેમણે જીવનના ઉલ્લાસ ભોગવવા જનતાને હાકલ કરી છે ?"

"વાંચ્યું છે."

ત્યારે પછી તમને ઉલ્લાસિત રહેવા સામે વાંધો શો છે ?"

"હું જવાબ આપું તે પહેલાં મારા પ્રશ્નોનો તમે જવાબ આપશો ?"

"હા, પૂછોને."

"તમે બાઇબલ વાંચ્યું છે ?"

"હા."

"તમે મહાત્મા ગૌતમબુદ્ધનું જીવનચરિત્ર વાંચ્યું છે ?"

"હા."

"ગીતા ?"

"હા."

"ત્યારે બાઇબલ વાંચીને તમે ભૂતમાત્રને ચહાતાં શીખ્યાં છો ? અથવા બાઇબલની ભાષામાં પૂછું તો તમે તમારા પડોશી ઉપર પ્યાર રાખતાં શીખ્યાં છો ?"

"બાપરે, કેવી અશિષ્ટ ભાષા."

"ચાલો ભાષાને પડતી મેલો. મૂળ મુદ્દાનો જવાબ આપો."

"ના ભૂતમાત્ર તરફ તો પ્રેમ થતો નથી."

ગૌતમબુદ્ધના ઉપદેશ પ્રમાણે તમે પ્રાણીમાત્ર તરફ દયા બતાવી શકો છો?"

"હું કબુલ કરૂં છું. નહિ."

"ગીતા વાંચ્યા પછી અનાસકત કર્મ કરી શકો છો?"

"ના."

"કારણ કે એ બધા વાદ કરતાં તમને મુન્શીનો ઉલ્લાસવાદ વધારે પસંદ પડયો."

"વધારે પસંદ પડયો એમ નહિ; વધારે વ્યવહારૂ લાગ્યો."

"કેવી રીતે?"

"કેમ ખાવું, પીવું, હરવું ફરવું, મઝા કરવી, ચિંતા રાખવી નહિ, નાટક સીનેમા જોવા, મનગમતું વાંચવું, બધું કોઇ પણ માણસથી થઇ શકે તેવું છે."

"તમારી સામે ભિખારણ ટેં ટેં કરતું બાળક લઇને ઉભી હોય તો તમે ઉલ્લાસથી ખાઇ શકો?"

"તેના તરફ આપણે નજરજ શું કરવા કરવી?"

"જો બધીજ બાબતમાં તમે આવો જવાબ આપવાના હો તે તો તમારો ઉલ્લાસવાદ તમનેજ મુબારક."

"પણ આખાં જગતનાં દુઃખ આપણે શું કરવા માથે લઇને ફરીએ? હું તો ધારૂં છું કે વિશ્વનિયંતા પરમાત્મા પણ એટલુ

ગંભિર ડાચું નહિ રાખતો હોય કે જેટલું ગંભિર ડાચું તમારી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ, તેઓના આચાર્યો અને પીઠના પ્રણેતાઓ લઇને ફરે છે. એ તો ભર્તૃહરિજીએ કહ્યું છે તેમ क्वचिद्वीणावाद्यं क्वचिदपिच हाहेति रुदनम् બધુંજ બધે મિશ્ર હોવાનું."

આ વખતે રામો સોડા લેમન બરફ નારંગી સંત્રા ટેબલ પર મૂકી ગયો.

"પણ અમારે એવું મિશ્રણ ટાળવું છે." મણીલાલે સોડા સાથે બરફ મિશ્ર કરતાં કહ્યું.

"તો ટાળો, પણ તેમાં ઉલ્લાસવાદ તમને ક્યાં નડે છે?"

"અમને તો કશોય નડતો નથી. તમે ઉલ્લાસ ભોગવો તેની અમને અદેખાઇ પણ નથી. પણ દેશની અત્યારની સ્થિતિમાં ઉલ્લાસની વાત કરવી એ તેની ઘાતકી મશ્કરી કર્યા સમાન છે. જો તમે રાષ્ટ્રીય દષ્ટિબિંદુથી જુઓ તો."

"આખાં રાષ્ટ્ર માટે તો ઉલ્લાસનો કાળ ન પણ આવે?"

"તો રાષ્ટ્રવાદી તરીકે તમે ઉલ્લાસ ભોગવી શકો પણ નહિ."

"શું ત્યારે શ્રી. મુન્શી રાષ્ટ્રવાદી નથી?"

"એ અંગત પ્રશ્ન છે; પણ એટલું તો ખરૂં કે શ્રીમતી લીલાવતીને પરણ્યા આગમચ તેમને ઉલ્લાસવાદ સૂઝયો નહોતો, અને હું આટલું પણ ધારી શકું છું કે મુન્શી દંપતી વરસ બે વરસે પોતેજ પોતાના ઉલ્લાસવાદથી ધરાઇ જશે અને નવિન દિશાઓ જ પસંડારશે."

"ઓ...મ !"

"જરૂર. તમે અમુક પ્રકારના સંયોગોમાં મૂકાઓ કે જેમાં ઉલ્લાસ ભોગવવાનું શકયજ ન હોય, છતાં તમે ઉલ્લાસ ભોગવો તો તે તમારી નફ્ફટાઇજ કહેવાય; અને તેવા સંજોગોમાં શ્રી. મુનશી નફ્ફટાઇ ન બતાવે એમ માનવાને આપણને કારણ છે."

"પણ અહિં મુંબઇમાં તો હમણાં ઉલ્લાસવાદનો ભારે પવન ફેલાયો છે. અહિં તમારા જેવા ગાંધી સરજિત યુવકો ભાગ્યેજ મળે. હમણાં તો શું યુવકો કે શું યુવતીઓ બધાં મુન્શી સરજિતજ મળશે."

"પણ હું ધારૂં છું કે મુન્શી સર્જનનો ટુંક વખતમાંજ નાશ થશે. ગાંધી સર્જન પણ નથી ટકયું તો ? હવે તો યુવકોના પ્રણેતા થયા છે પં. જવાહિરલાલ નહેરૂ અને શ્રી. સુભાષચંદ્ર બોઝ. તેમનાં સર્જક સિદ્ધાંતો ત્રિકાલાબાધિત હોવાથી હવે પછીનાં યુવકો એ બેઉના આદર્શ અનુસાર ઘડાશે. કદાચ એવો પણ વખત આવે કે ગાંધીજી અને શ્રી. મુન્શી પણ પોતે સર્જક મટીને સરજિત થઇ જશે. તેઓનાં વ્યકિતત્વ જવાહિરલાલના વ્યકિતત્વમાં ઓગળી જશે. જવાહિરલાલની પ્રાણવાન પ્રેરણા સાથે તેઓનું પ્રેરકત્વ ગળી જશે."

"તમે તો બધું એવું ભારે ભારે કહ્યું કે જાણે કશી સમજણ પડતી નથી."

"સમજ્યા કરતાં તમને ભવિષ્યમાં નજરે જોવાનુંજ મળશે ને."

થોડીવાર પછી મણીલાલ જવા સારૂ ઉઠયો.

"કાકાજીના આવ્યા પછી જ જજોને." દુર્ગાએ કહ્યું.

"નહિ, હું તમારો વધુ વખત બગાડવા માગતો નથી. મારે લીધે તમને તમારાં અભ્યાસમાં કંઇ દખલ તો થઇ નથી ને?"

"ના રે ના, ઉલટો મને તો બહુ આનંદ થયો."

"એમ, ત્યારે તો નાટકનો પ્રથમ અંક સફળતાથી ભજવાયો."

"નાટક? શેનું નાટક?"

"આ તમારા કાકાજીએ ગોઠવ્યું છે તેજ તો. કેમ, તમને સમજણ નથી પડતી? આ સુંદર બંગલો, સુગંધી પુષ્પોની ક્યારીઓ-વાળી વાડી, સમુદ્ર તરફથી આવતી વાયુની શીતળ લહેર, બંગલાનો સુશોભિત ખંડ, મન ભાવતાં ફળફળાદિ, સર્વ રચના કેવી કલાપૂર્વક કરવામાં આવી છે. ફકત ચંદ્રિકાની જ ખામી છે,........તેમાં તમે નાટકનાં મૂખ્ય નાયિકા."

"અને તમે મૂખ્ય નાયક નહિ?" કહી દુર્ગાએ અત્યાર સુધી દબાવી રાખેલું હાસ્ય ખાલી કર્યું.

"ના, જરાય નહિ. કારણ કે સૂત્રધાર તો તમારા કાકાજી."

"તમારા પિતાજી પણ સહસૂત્રધાર હશે."

"પણ હું તો બંડખોર નટ છું."

"અને હું પણ રાજીખુશીથી નાટકમાં નથી ઉતરી."

"ત્યારે તો આપણે સમાનધર્મી થયાં. હું રજા લઇશ."

"કાકાજી પૂછપરછ કરશે તો?"

"તો તમને આવડે તેવી રીતે તેમની સાન ઠેકાણે લાવજો ને."

## પ્રકરણ ૧૧ મું. દેવજીભાઈ

મણીલાલે પોતાનાં જીવનનું ધ્યેય તો નક્કી કરી રાખેલું જ હતું પણ તેને અનુસરતું કાર્યક્ષેત્ર તેને લાધતું નહોતું. કેટલાંક કાર્યો એવાં છે કે જે વ્યક્તિગત થઈ શકે છે, અને કેટલાંક કાર્યો એવાં છે કે જે જનસમૂદાયથી જ થઈ શકે. તેવાં કાર્યો કરવા જનસમૂહને પ્રચાર કાર્યથી પ્રથમ કેળવવો પડે અને કેળવ્યા પછી તેનું નેતૃત્વ લઈ તે કાર્ય કોઈ પૂજ્ય અને સર્વમાન્ય વ્યક્તિએ કરી બતાવવું જોઈએ જે સમયની આ વાત થાય છે એટલે કે સંવત ૧૯૮૪ ના આખરી ભાગની, તે વખતે બારડોલી તાલુકાએ જમીન મહેસુલ ઘટાડવાની લડત સફળતાથી લડી બતાવી હતી અને જો કે તેની નૈતિક અસર દેશના એક ખુણેથી બીજા ખુણા સુધી પ્રસરી ગઈ હતી, તો પણ એ સત્યાગ્રહ સમાપ્ત થયા પછી એક જ મહિનામાં ગોધરા અને સુરતમાં હિંદુ મુસલમાનો વચ્ચે ગંભિર પ્રકારનાં રમખાણો થયાં, દેશના બીજા ભાગોમાં પણ તેવાં હુલ્લડ થયાં અને કોમી વિખવાદથી વાતાવરણ એવું ઝેરી બની ગયું હતું કે જેમાં આર્થિક યુદ્ધની શરૂઆત થઈ શકે નહિ એવાં ઝેરી વાતાવરણમાં આખા દેશના યુવકો કાર્યક્ષેત્ર મેળવવા માટે અકળાઈ ઉઠયા હતા; તેમને કાર્ય ચિન્ધાર નેતાની અને કાર્ય બેઉની જરૂર હતી, તેવામાં ઉપરોકત સાલની ભાદરવા શુદ પૂર્ણિમાના અરસામાં (તા. ૨૨-૯-૨૮) કલકત્તાના વિદ્યાર્થીઓ સમક્ષ પં. જવાહિરલાલ નહેરૂએ ધ્યેયદર્શી અને કાર્યદર્શી ભાષણ કર્યું".

એમનાં એ ભાષણુ પછી યુવક મંડળો સ્થાપવાની હિલચાલને વેગ મળ્યો, કેટલાંક યુવક મંડળોએ રાજ્યદ્વારી ક્ષેત્રમાં ઝુકાવ્યું અને કલકત્તાની રાષ્ટ્રમહાસભામાં સ્વાતંત્ર્યનું ધ્યેય દાખલ કરવા ઝુંબેશ ઉઠાવી, કેટલાંક મંડળોએ સામાજીક ક્ષેત્રમાં પડી કન્યાવિક્રયના લગ્નો અટકાવવા કમર કસી, વૃધ્ધ લગ્નોના વરઘોડા અદાલતે ચઢાવ્યા, અને "પિકેટિંગ" કરી જમણુવાર બરબાદ કર્યા. કેટલાંક મંડળો સાહિત્યના ક્ષેત્રમાં પડયાં, કેટલાંકે નાટયકલા સુધારવાનું મનપર લીધું, કેટલાંક સિનેમા સૃષ્ટિ સુધારવામાં પડયાં, અને કેટલાંક ઐક્કિરાધથી શ્રી. કનૈયાલાલ મુન્શીના ઉલ્લાસવાદને અનુસરવા લાગ્યા.

પરંતુ જેની દષ્ટિ સમક્ષ દેશનાં દુઃખોનું ચિત્ર સદોદિત ખડું રહેતું હોય તેનું મન ઉલ્લાસવાદમાં કેમ ચોંટે ? એ કારણુથી મણીલાલ કોઇ એવી સર્વવ્યાપી હિલચાલનું સ્વપ્ન ઘડયા કરતો હતો કે જે આખા સમુદાય ઉપર અસર થાય કે જેથી તેની આગમાં સર્વ સડો, સર્વ કચરો, બળીને ભસ્મ થઇ જાય અને નવો પરિવર્તન પામેલો સમાજ તંપાવેલાં શુદ્ધ સુવર્ણુની પેઠે અવશેષ રહે.

એવા સમયમાં પણુ યુવકો સુંવાળું શહેરી જીવન છોડી ગામડે ગામડે ભટકતા હતા અને પોતાને યોગ્ય કાર્ય મળે તો તે ઝડપી લેવા ઉત્સુક રહેતા હતા.

કલ્યાણુજીને ત્યાંથી નીકળીને મણીલાલ કોટમાં ગયો. ત્યાં વાંચનાલયમાં થોડોક વખત વીતાડી સંગ્રહસ્થાનમાં ગયો. સંગ્રહસ્થાન છોડીને રાણીના બાગમાં આવ્યો. અને ત્યાં જીવતાં જનાવરો પક્ષીઓ વિગેરે જોવામાં સાંજ પાડી દીધી. પછી ત્યાંથી નીકળી તે પરેલ

ગયો. ટ્રામમાંથી ઉતરીને એલ્ફિન્સ્ટનનો પૂલ ઓળંગ્યો અને બી. બી. સી. આઇ. રેલ્વેના કારખાનાં તરફ જતી દક્ષિણ દિશાની સડકે પડયો. ચાલતાં ચાલતાં જમણા હાથપર આવેલાં માળ વગરનાં અને આંગણામાં નાના નાના બગીચાવાળાં બેઠી બાંધણીનાં ઘરો તે જોવા લાગ્યો. ઉભા રહીને કેટલાંકનાં પાટીઆં વાંચવા લાગ્યો, અને કોઇને વહેમ ન પડે તેવી રીતે સહેજ સહેજ થોભીને કેટલાંક મકાનોમાં વસનારાંઓનાં મોઢાં જોવા દૃષ્ટિ ફેરવવા લાગ્યો. એવી રીતે આગળ ચાલતાં એક નાનાં ઘર આગળથી પસાર થતાં તેણે હાર્મોનિયમ સાથે ગવાતાં સંગીતના સૂર સાંભળ્યા. ગાનારનો કંઠ સ્ત્રી કંઠ હતો એટલું તો કોઇ પણ માણસ સમજી શકે તેમ હતું. ઘરનાં આગલાં બારણાં બંધ હતાં પણ ગાનાર પાછલા ખંડમાં બેસીને ગાતું હશે એમ અટકળ કરવી સહેલી હતી. મણીલાલ સંગીત સાંભળવા તે ઘર આગળના પગરસ્તા ઉપર ગેસની બત્તીના એક થાંભલા ને અઢેલીને ઉભો. દશ મિનિટ ઉભા રહીને તેણે તે ગાયન સાંભળ્યું અને તેમાં એટલો બધો લીન થઇ ગયો કે પોતે શું કામે નીકળ્યો હતો અને ક્યાં જવાનો હતો તેનું ભાન પણ તે ભૂલી ગયો. એવામાં ઘરનું આગલું બારણું ખુલ્યું. એક વૃદ્ધ પુરૂષ બહાર નીકળ્યો, તેણે કાન માંડીને ઉભા રહેલા મણીલાલનું નીચે ઢળેલું મુખ બત્તીના પ્રકાશમાં જોયું અને તેને બોલાવ્યો મણીલાલે પણ તેને જોતાંની સાથે ઓળખ્યો.

"તમે અહિં રહો છો ?" મણીલાલ બોલી ઉઠયો.

"હા, પંદરેક દિવસ ઉપર અમારી સાથે ટ્રેનમાં હતા તેજ તમે કેની ?"

"હા, તેજ હું. તમે ઠીક ઓળખાણુ રાખ્યું,"

"ટ્રેનમાં તે દિવસે પ્રસંગજ એવો બન્યો હતો; એટલે તમારો ચહેરો કંઇ ભૂલી જવાય ? આવોને, ઘરમાં આવોને."

" માફ કરજો, બાઇ સાહેબ. સંગીત સાંભળવા દરવાજા આગળ હું ઉભો રહ્યો હતો તે. સારાં માણુસની એ રીત ન હોય, પણુ કાલિંગડો રાગ સાંભળું કે મારાં મનની નબળાઇ હું જીતી શકતો નથી."

ઘરમાં જઇને જુએ છે તો હાર્મોનિયમ લઇને તેજ યુવતી બેઠી હતી કે જે તે દિવસે ટ્રેનમાં હતી.

"લીના, ઓળખ્યા કે આ ભાઇને ?" વૃધ્ધે તે યુવતીનું ધ્યાન ખેંચ્યું.

નામ સાંભળી મણીલાલે જીજ્ઞાસાપૂર્વક ડોળા જરા ઉંચા ચઢાવ્યા. વૃધ્ધે કહ્યું:

"કેમ ? તમે મારી પુત્રીનું નામ સાંભળી વિચારમાં પડયા છે લીના એ ખ્રિસ્તી નામ નથી. હિંદુ નામ છે."

"તમે શું એનો સંબંધ લી-લય્ ધાતુ સાથે જોડો છો ? લી-લીન-તલ્લીન, વિલીન, લીના, એવી રીતે ?"

"બરાબર છે. એમજ."

"હું તમને અભિનંદન આપું છું." મણીલાલે લીનાને સંબોધી-ને કહ્યું.

"કેમ ? શા માટે મારાં નામ માટે ?" લીનાએ સ્મિત કરીને પૂછ્યું.

"તે માટે પણ અને બીજાં એ કારણથી કે કાલિંગડા રાગના સુરોમાં તમે ભરપૂર કરૂણરસ રેડી શકો છો."

"એ તો એ રાગના સૂરજ એવા છે ને?"

"તે ખરૂં, પણ મેં સાંભળ્યું છે તે પ્રમાણે એ રાગમાં જોડેલું ગાયન કરૂણ રસનું નથી છતાં તમે કંપારી આવી જાય એટલે કરૂણ સ્વરે તે ગાઇ શકો છો તે હું વખાણું છું. જો તમે ખરેખરા કરૂણ રસનું કોઇ ગાયન ગાઓ તો સાંભળનારને જરૂર રડાવી શકો."

"અને હમણાં હું ગાતી હતી એ ગાયનનો પ્રસંગ કરૂણ નથી?"

"મેં તો બહારથી સાંભળ્યું તે ઉપરથી કહું છું. ગાયા વગર તે એમને એમજ જરા બોલી જાઓને."

"એ ગાયન આમ છે:–

દૂધ પીયોરે મોરે ગોવિંદ લાલા, ગોપાળ લાલા

## અંતરો.

કાલા બછરા કપિલા ગાઇ, દૂધ પીયોરે મોરે કૃષ્ણ કન્હાઇ–
સોનેકે ધરૂઆ દૂધસેં ભરાયા, દૂધ પીયોરે નારાયણ, ગોવિંદ લાલા–"

લીના ગાયા વગર બોલી ગઇ.

"ગાયનનો વિષય કરૂણ નથી એટલી એમાં ખામી તો છે જ. યશોદા કૃષ્ણને દૂધ પાવા મનાવે એમાં કરૂણાજનક શું?" મણીલાલે મત દર્શાવ્યું.

"ભાઇ, કૃષ્ણભક્તને તો એ ભારે કરૂણાજનક પ્રસંગ લાગે." રૂપે પોતાનું મત ઉચ્ચાર્યું".

"ભક્તની વાત જવા દોને. આપણે યશોદાનું ચિત્ર કલ્પીએ તો તે કરુણાજનક નથી લાગતું ! ધારો કે બાળક કૃષ્ણને તાવ આવ્યો હોય અને તે ખાતાપીતા ન હોય, તો યશોદા કરુણાજનક મુખે તેમને નહિ વિનવે? અથવા એમ ધારો કે કંઇ તોફાન કરવા માટે યશોદાએ કૃષ્ણને શિક્ષા કરી હોય, તેથી તે રીસાયા હોય, અને શિક્ષા કરવા માટે યશોદાને પસ્તાવો થતો હોય તો કૃષ્ણને મનાવી પટાવીને દુધ પાવા માટે તે કરુણાજનક સ્વરે ન બોલી શકે ?" આ દલીલ રજુ કરતાં લીનાનું પોતાનું મુખ પણ કરુણાજનક થઇ ગયું.

"ગીતાના ગાનાર કૃષ્ણને બાળપણમાં ઉછેરનાર માતાનું તમે કંઇજ મહત્વ આંકતા નથી ? યશોદા હમણાંની સામાન્ય અભણ માતા જેવી હોત, કૃષ્ણને ઉછેરવા ઉપર ધ્યાન ન આપ્યું હોત તો શું થાત તેની કલ્પના કરી શકો છો ?" વૃદ્ધ વચ્ચે પૂરાયા.

મણીલાલ તો એ બેઉ પિતાપુત્રીનાં મુખ સામું જોતો સ્થિર નજરે ચુપચુપ બેસીજ રહ્યો. વૃધ્ધે આગળ ચલાવ્યું :

"ભાઇ આ ભારતવર્ષ ગીતા વિહોણું હોત અને હિંદુ પ્રજાનું અસ્તિત્વ ન રહેત."

"આપણે તત્ત્વજ્ઞાની ન હોત તો સારું થાત. જંગલીની પેઠે ઝનુનથી લડીને સ્વતંત્ર તો રહ્યા હોત."

"એમ કે? ના ભાઇ ના, શરીરબળ હંમેશાં વિજયી નથી હોતું. જ્ઞાનબળ વગરનું શરીરબળ નકામું છે. તમારે હિસાબે તો હમણાં આફ્રિકાના હબસીઓ અને કાફરાઓ સ્વતંત્ર હોવા જોઇએ."

"પણ, ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણ કર્મ વિભાગશઃ એવું કહેનાર તત્ત્વજ્ઞાની કે જે ઉંચ નીચનો ભેદ પાડે તે તો મને ન ગમે."

"તમે ભેદ નહિ ગણવાનો સ્વભાવ ધરાવો છો તે સારી વાત છે. પણ કૃષ્ણે તેવો ભેદ પાડ્યો હતો એવો એ શ્લોકનો અર્થજ નથી. તેમનાં વખતમાં ચાર વર્ણના લોકો હતા એટલે તેમનો કહેવાનો આશય એજ હતો કે 'ચારે વર્ણના એટલે કે બધા લોકોને મેં સરજ્યા છે. એની પછીની લીટીમાં સ્પષ્ટ છે કે ચાતુર્વર્ણ્યનો જેવો હું કર્તા છું તેવોજ તેઓનો અકર્તા પણ હું છું. અકર્તાનો અર્થ તમે શો કરો છો?"

"મેં ગીતાનો ઉંડો અભ્યાસ કર્યો નથી."

"અકર્તાનો અર્થ, નાબુદ કરનાર, નાશ કરનાર, લોપ કરનાર. એ અર્થ તમને બંધબેસતા લાગતા નથી? મતલબ કે જરૂર પડે તો ચાતુર્વર્ણ્યનો હું નાશ પણ કરી નાંખું."

"એમ! એવો અર્થ થતો હોય તો તો મને બહુ કામ લાગશે."

"જો જો ભાઇ, સ્વાર્થ માટે ગીતાના મન ગમતા અર્થ કરનારા ન થઇ જશો. જો કે મેં ઉપર કર્યો તેવો અર્થ તો પૂર્વાપર સંબંધ મેળવીનેજ કરેલો છે..."

"તમે વૈષ્ણવ છો?"

"ના, ના, વૈષ્ણવના સમ્પ્રદાયમાં નહિ, પણ અમે કૃષ્ણ પ્રત્યે સૌથી વધારે પૂજ્યભાવ ધરાવીએ છીએ..."

"તેથીજ તમે હમણાં વૃજભૂમિની યાત્રા કરી આવ્યાં એમ! તે દિવસે તમે યાત્રા કરીનેજ પાછાં આવતાં હતાં ને?"

"હા, કૃષ્ણ ન હોત તો તમો યુવકોની રાજ્યક્રિય જાગૃતિ પણ ન હોત. બંગાલીઓ ફાંસીને માચડે ચઢતાં ગીતાને હાથમાં રાખતા હતા. શ્રી. સુભાષચંદ્ર બોઝને હિંસાત્મક પક્ષના બંડખોર સમજીને સરકારે આરેક વર્ષ ઉપર પકડયા હતા, અને કેદખાનાંમાં તે ક્ષયના રોગમાં સપડાયા હતા, ત્યારે તેમને છોડવા માટે સરકારે રજુ કરેલી શરતોનો તેમણે લાંબો પત્ર લખીને જે જવાબ આપ્યો હતો તે તમે વાંચ્યો હતો? અધર્મનો નાશ કરવા અને ધર્મનું સંસ્થાપન કરવા કૃષ્ણ યુગે યુગે ન જન્મ્યા હોય તો પણ તેમની ગીતાએ સદીએ સદીએ, દાયકે દાયકે આ દેશમાં મહાન પુરૂષો પેદા કર્યા છે અને કર્યા કરશે. આ દેશની પ્રજાની ક્રાન્તિ કે ઉત્ક્રાન્તિ જે કહો તે એવાજ પુરૂષોથી થશે કે જેમને ગીતામાંથીજ પ્રેરણા મળેલી હશે."

"પણ થોડા માણસોને પ્રેરણા મળે તેથી શું વળ્યું?"

"શું વળ્યું? તેવી પ્રેરણા મેળવનાર થોડા માણસોજ જગતને દોરી શકે છે. તમને ખબર છે કે જગતમાં ચૂસ્ત નીતિવાન માણસો બહુજ થોડા છે છતાં તેઓના પ્રભાવથી આખાં જગતને નીતિ રાખવાનો ડોળ કરવો પડે છે?"

"બનવાજોગ છે."

"આમાં મુદ્દાની વાત એ છે કે સંસ્કૃતિ વગરની પ્રજા ટકી શકતી નથી. ટકી પણ નથી. વંશપરંપરાથી ચાલી આવેલી સંસ્કૃતિ

વાળી પ્રજા ગમે તેટલી અધોગતિએ પહોંચે તો પણ તેનો ઉદ્ધાર કરતાં વાર ન લાગે. અથવા તેવી પ્રજાનો કોઇ નાશ કરવા માગે તો તેમ પણ કદી ન થઇ શકે."

"તમે આપણા દેશને લક્ષીને બોલો છો?"

"હા, એમ સ્પષ્ટ કરવા કે આપણી તમામ પ્રાચીન વસ્તુઓનો નાશ કરી નાંખો અને અવશેષ તરીકે એકલી ગીતા રહેવા દો તો તે આપણી સંસ્કૃતિની ઉચ્ચતા પૂરવાર કરવા માટે પૂરતી છે."

"માટે તેના ગાનારની ભક્તિ કરવી?"

"અલબત્ત."

"અને પૂજા કરવી?"

"મંદિરોમાં થાય છે તેવી રીતે પુજા ન કરો; તે રીત, અલબત્ત, સર્વ સમજુ માણસોને હાસ્યાસ્પદ લાગે તેવી છે, પણ કૃષ્ણ પ્રત્યે પૂજ્યભાવ રાખ્યા વગર તમારો છુટકો નથી."

"મહાન પુરૂષો તરફથી મળેલાં જ્ઞાનને આચારમાં મેલવામાં કંઇ અર્થ છે; પણ તેમનાં નામના ભજનો અને ગાયનો ગાવામાં શો અર્થ છે?"

"એ તો જેવો જેનો અધિકાર. જ્ઞાની ન હોય તે ભજન ગાઇને આનંદ મેળવે તો તેમાં કંઇ વાંધો છે? ઉલટું, અજ્ઞાની માણસ આડે તેડે રસ્તે ઉતરી જાય તેના કરતાં ભજન કરવામાં તેનું મન ચોંટે તે ઇચ્છવાજોગ છે."

"મને એ ગાયન ફરીથી સંભળાવવા કૃપા કરશો?" મણીલાલે લીનાને વિનતિભર્યાં સ્વરે કહ્યું.

"હા, ગાઇ બતાવને; તેમાં હરકત શી છે? એમને ખબર તો પડે કે ઉચ્ચ માતૃત્વ બાળ ઉછેરમાં કેટલું ઉપ-

યોગી છે. માતાઓને જો કૃષ્ણ–યશોદાને લગતાં ગાયનો સારી રીતે ગાતાં શીખવવામાં આવે તો બાળકો સાથેના કેટલા બધા કંકાસ ઓછા થાય!"

લીનાએ ગાયન ગાઇ સંભળાવ્યું. તેને જેટલા તાન પલટા આવડતા હતા તેટલા બધા તેણે તેમાં લીધા. સ્વરોની વ્યવસ્થા બરાબર જાળવી, નિષાદ અને ઋષભસ્વર પર સ્થિર થઇ તેમાં લાવી શકાય તેટલો કંપ આણ્યો. અંતરામાં તારના મધ્યમને સ્પર્શીને પાછી નિષાદ ઉપર સ્થિર થઇ. સંગીતની અસરથી જાણે ઘરમાં થોડીવાર "અનંત" શાંતિ ફેલાયા જેવો ભાસ થયો અને ગાયન ગાતી વખતે લીના જાણે યશોદાના અવતાર સમી દેખાઇ. તેના મુખપર એવી જાતના ભાવ તરવરતા હતા કે જાણે તે ખરેખર જ કૃષ્ણને દૂધ પીવા આજીજી કરતી હોય.

"તમને બહુ તસ્દી આપી. હવે હું રજા લઇશ" કહી મણીલાલ ઉઠયો. ઉઠતાં ઉઠતાં એ વૃદ્ધ પુરૂષ કોણ હશે તે જાણવા તેણે પૂછ્યું:

"તમે પહેલાં વાંદરે રહેતા હતા ને?"

"હા."

"અહિં કયારના રહેવા આવ્યા છો?"

"ઘણો વખત થયાં."

"તમારૂં કુટુંબ સંગીતમાં આખાં ગુજરાતમાં સૌથી આગળ પડતું છે તે સાચી વાત છે."

વૃદ્ધ તેના મોંહ સામું જોઇ રહ્યા.

"તમારી બીજી એક દીકરી લવિંગિકા કરીને છેને?"

"ના, મને તો આ એકજ દીકરી છે."

"તમે નરસિંહરાવ દીવેટીઆ નહિ?"

"ના, ભાઇ."

"માફ કરજો, હું તો તમને ક્યારના તેજ જાણ્યા કરતો હતો. તેમની છબી સિવાય મેં તેમને નજરે જોયા નથી."

"તમે મુંબઈમાં રહેતા નથી? મુંબઈમાં રહેનારને નરસિંહરાવ ભાઈ ચર્ચગેટના સ્ટેશને વારંવાર નજરે પડયા વિના રહે નહિ."

"ના. હું તો તે દિવસનોજ અહિં આવ્યો છું."

"તમે આટલામાં કશે રહ્યા છો?"

"ના, હું તો નૃસિંહ હિંદુ લોજમાં ઉતરેલો છું. પણ આટલામાં મારા ગામના એક ઓળખીતા રહે છે તેમનું ઘર શોધતો હતો તેવામાં ગાયન સાંભળવા ઉભો. ઘણો વખત પસાર થઈ ગયો ખરું! અહિં તમે કોઈ દેવજીભાઈને ઓળખો છો?"

"અહિં તો બે ત્રણ દેવજીભાઈ રહે છે. તેમાંના કયા દેવજીભાઈનું તમને કામ છે?"

"સુરતની પાસે આવેલાં રાજપુર ગામના મૂળ વતની છે."

"તમે તેના ગામના છો?"

"હા."

"તમારૂં નામ?"

"મણીલાલ જીવણજી દેસાઈ."

'કયા જીવણજી?"

"જીવણજી મહાલકરી કુટુંબવાળા."

"એમ? ત્યારે તમે શોધો છો તે દેવજીભાઈ હુંજ છું."

"તમે દેવજીભાઈ? દેવજીભાઈ અંત્યજ તમે?" જાણે માની ન શકાતું હોય તેમ મણીલાલ વારી વારીને પૂછવા લાગ્યો.

"હા, ભાઈ, હા. હું જ તે દેવજીભાઈ."

મણીલાલની આંખે કોણ જાણે કેમ અંધારાં આવી ગયાં અને નજીક પડેલી ખુરશી પર તેનાથી બેસી પડાયું.

## પ્રકરણ ૧૨ મું. જમાઇનો નમુનો!

દુર્ગા અને મણીલાલને એકલાં છોડી કલ્યાણજી ખુશમિજાજે ઑફિસમાં ગયા, અને ત્યાં ખુશમિજાજમાંજ કામ કીધું. કેશવલાલનો ચહેરો ઉદાસ જોઇ તેને રાજી કરવા તેમણે તેના કપાયેલા પગારમાંથી અમુક રકમ આપવા ખજાનચીને હુકમ કર્યો; વળી થોડા દિવસથી એક સિપાઇ પગારનો વધારો માગ્યા કરતો હતો તેની માંગણી મંજુર કરી દીધી; અને ડિરેકટરોની સભામાં પોતાનો વસીલો વાપરી કંપનીના ભાગીદારોને જાહેર કરેલી વહેંચણી ઉપરાંત અર્ધો ટકો "બોનસ" આપવાનો ઠરાવ કરાવ્યો. તેમને દુર્ગાના આકર્ષત્વ તથા તેની વાતચિત કરવાની રીતમાં એટલો બધો વિશ્વાસ હતો કે મણીલાલ તેના મોહમાં સપડાયા વગર રહેશેજ નહિ એમ તેમણે પાકી ધારણા બાંધી દીધી હતી. એકની એક દીકરી પ્રતિષ્ઠાવાન અને શ્રીમંત ઘરમાં ઠેકાણે પડે એના કરતાં વધુ મહત્વની બીજી આકાંક્ષા તેમને નહોતી. હરખમાં ને હરખમાં ઑફિસમાં ત્રણેક કલાક કાઢી નાંખ્યા પછી પોતાની યોજનાની સફળતાનો તર્ક કરતા બપોર પછી તે ઘેર આવ્યા.

પરંતુ ઘરમાં દાખલ થતાંની સાથે તેમણે જે જોવા ધારેલું તે જોવા ન મળ્યું. તેમણે રસ્તે પોતાનાં મનમાં કલ્પના ચિત્ર ખડું કર્યું હતું કે દુર્ગા અને મણીલાલ એક બીજાં સાથે હસી હસીને વાતો કરતાં હશે અથવા ગંભિરતાથી જીવનધુરા ઉપાડવાના સવાલની ચર્ચા કરતાં હશે, એક બીજાનાં ગુણદોષની પરીક્ષા કરતાં હશે અથવા

બંને જણા નિખાલસપણે એક બીજાના ગુણદોષ કબુલ કરી તેનો મેળ બેસાડવા પ્રયત્ન કરતાં હશે. આટલી તો તેમને ખાત્રીજ હતી કે મણીલાલ દુર્ગાને જરૂર પસંદ પડશે અને મણીલાલ પણ દુર્ગાને જોઇ વ્યાકુળ થશે.

તેને બદલે ઘરમાં તો જુદોજ દેખાવ નજરે પડયો. દિવાનખાનાંનાં એક ખુણામાં દુર્ગા કંઇ વાંચતી બેઠી હતી. પણ વાંચવામાં તેનું ધ્યાન હોય એમ લાગતું નહોતું, કારણ કે ક્રોધથી તેનાં ભવાં ચઢેલાં દેખાતાં હતાં અને જાણે તેની જ્વાળામાં હમણાં કોઇકને બાળી દેશે કે શું એવી રીતે ચોપડીમાંથી અવરનવર તે બહાર દૃષ્ટિ ફેંકતી હતી. બીજા ખુણામાં ધાવણાં બાળકને લઇને બીજી યુવતી રડમસ મુખે બેઠી હતી અને એક ખુણામાં એક યુવક તકીયા પર આડો પડેલો હતો.

કલ્યાણજીએ સૌથી પહેલાં દુર્ગાને પૂછયુઃ

"મણીલાલ જતો રહ્યો શું ?"

"હા." દુર્ગાએ રિસાળ સાદે જવાબ આપ્યો.

"ક્યારે ? કેટલી વાર થઇ ?"

"આ લોકોએ રંગભૂમિ ઉપર પ્રવેશ કર્યો તે પહેલાં."

આ જવાબ સાંભળી પેલી યુવતી રડી પડી, પણ યુવક તો પડેલો હતો ત્યાંથી ચસકયોજ નહિ.

"ચાલો, બલા ગઇ."

મણીલાલ માટે કલ્યાણજીને ઉપર પ્રમાણે બોલતા સાંભળી દુર્ગાને આશ્ચર્ય લાગ્યું, અને એક આશ્ચર્યની સમાપ્તિ પહેલાં તરતજ તેણે બીજું આશ્ચર્ય જોયું.

કલ્યાણજીએ પેલા યુવકને ધડ દઇને લાત ચોઢી કાઢી અને આળ દઇને મોટેથી બોલ્યાઃ

"કેમ, અલ્યા, લલ્લુ વસી, આડો થઇને પડી રહ્યો? હું આવ્યો તે તને સૂઝતું નથી?"

"જમાઇને લાત મારતાં શરમ નથી આવતી?" લલ્લુ વસી ઉભો થઇ ગયો અને કલ્યાણજી સામે ધસ્યો.

"દીકરાજી, તે દહાડા હવે વહી ગયા છે. ઇજ્જતમાં દૂર ઉભો રહી વાત કરજે, નહિં તો એક ઓઝટ મારી બત્રીસે દાંત તોડી પાડીશ."

લલ્લુ વસી સમજી ગયો કે ડોસો કંઇક બદલાઇ ગયો છે. તે ધ્રુજવા લાગ્યો.

"કેમ, ગંગી. શું થયું છે વળી પાછું? આ હરામખોર મારે બારણે પાછો કેમ આવ્યો?" કલ્યાણજી બરાડો પાડીને બોલ્યા.

ગંગી બિચારી રડી પડી અને તેનું બાળક પણ રડવા લાગ્યું.

"યાદ રાખજો, કાકાજી, આ અપમાનનો બદલો કેવો લઉં છું તે." લલ્લુ વસીએ કલ્યાણજીને ધમકી આપી.

"તારે જે કરવું હોય તે કરી લે. દીકરાજી, આ કલ્યાણજી આજથી હવે પહેલાંનો કલ્યાણજી રહ્યો નથી."

"હું ફોઝદારી માંડીશ..."

"જા, વહેલો થા, કાલે માંડતો હોય તો હમણાં માંડ. હું અહિંજ બેઠો છું." કહી કલ્યાણજી આરામ ખુરશીપર પડ્યા અને કેશાને બોલાવ્યો.

"આખરે, તમારી ભાઠલા ભાઇની જાત પર ગયાને ?" લલ્લુ વસી બોલ્યો.

પણ તે વધારે બોલે તે પહેલાં તો કલ્યાણજીએ ખુરશી પરથી ઉઠીને લલ્લુના માથામાં ધડ દઇને થાપટ લગાવી દીધી. તે બોલ્યા.

"અને તું ખાનદાન દેસટો ?"

"હા, સાડીસત્તરવાર દેસટો. તમે અમને પગે લાગીને દીકરી–દીકરી નહિ તો ભત્રીજી–દેવા આવ્યા હતા." લલ્લુ વસીએ દેસાઇ-ગીરી બતાવવા માંડી.

"તે જખ મારી. હવે મને તારા જેવા દેસટાનું કામ નથી." કલ્યાણજીએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"તો રાખજો તમારી ભત્રીજીને તમારે ઘેર. મને આજથી એની સાથે કંઇ સંબંધ નથી. હું જાઉં છું."

"નહિ તો તેં આજ સુધી એની સાથે સંબંધ રાખ્યો હતો સો જો ? છુટશે બિચારી તારા જેવા નાલાયક અને બાયલાના હાથમાંથી...."

"કાકાજી, વિચાર કરીને બોલજો. પાછળથી ભારે પડી જશે...."

"મારી જીંદગીમાં આજના જેવો વિચારવંત હું કદી નહોતો. આજ સુધી અમારી નબળાઇનો તારા જેવા નાલાયકોએ બહુ ખોટો લાભ લીધો છે,...વચ્ચે બોલ્યા વગર સાંભળવું છે કે હજી થોડાક હલકા થવાનો વિચાર છે ?...ભૈયાજી, પકડો, વોહ પાજીકા હાથ, ઓર લગાઓ એક થપ્પડ....'

અત્રે ગંગી વચ્ચે પડી અને પતિને ભૈયાના હાથમાંથી છોડાવ્યો, પણ પોતાના કાકાને શાંત પડવા તે વિનતિ કરે તે પહેલાં તો તે બિચારીને લલ્લુ વસીએ મોઢામાં એક તમાચો લગાવી દીધો.

"ભૈયા, નિકાલો ઉસ્કુ ધક્કા મારકે બહાર." કલ્યાણજીએ બરાડ મારી.

"હમણાં ને હમણાં રૂા. ૫૦૦) આપો; નહિ તો હું હરગીજ બહાર જવાનો નથી." લલ્લુ વસીએ ભૈયાના બાહુપાશમાંથી મુક્ત થવા તરફડીયાં મારતાં કહ્યું.

"દીકરાજી, હવે એક પૈ પણ નહિ મળે. જોઇએ તો સરકાર દરબારે જા, જોઇએ તો અહિં માથું પટકીને મરી જા, કે જોઇએ તો આપઘાત કર. તારી હયાતિમાં કરતાં તારા મોત પાછળ મારી ભત્રીજી વધારે સુખી થશે."

"કાકાજી, હજી ફરીથી કહું છું કે વિચાર કરીને બોલજો..."

"તું પાછો વિચારવંતનું પૂછડું કેની જે તારી સાથે વિચાર કરીને બોલું......અને આજ સુધી તારી સાથે વિચારપૂર્વક વર્ત્યો તેનો મને તેં શો બદલો આપ્યો?......"

લલ્લુ વસી હોઠ પીસતો સાંભળી રહ્યો. કલ્યાણજીએ આગળ ચલાવ્યું:

"ગંગીને તે કંઇપણ કારણ વગર, કંઇપણ બહાનાં વગર, આજસુધીમાં પચીસવાર કાઢી મેલી હતી. દોઢીઆંનો ડહામ દઇએ ત્યારે થોડા દિવસ તેડી જાય અને પાછું તેનું તે......પાછીઓ

બૈરીપર ગુજારો કરો છો તે કરતાં પાલવાના દરિયામાં પડીને ડુબી મરોને......બધા એક સામટા......કે પીડા પતે?......નાલાયક... ......સુવર .....કાફર......"

"ત્યારે ઉંચ કુળમાં દીકરી આપીને ઇજ્જત કંઇ અમસ્થી મેળવાય છે......" લલ્લુ વસી ફફડયો.

"ઇજ્જત તો બહુ મળી. જોની, આ ભૈયા ઘાટીની સામે ઇજ્જતનાં ગાડાં ચાલવા માંડયાં છે અને ગઇ સાલ હું ગંગીને તારે ઘેર મૂકવા આવ્યો હતો ત્યારે તું છરી લઇને મારી સામે ચયો હતો ત્યારે પણ મારી ઇજ્જત વધી ગઇ હતી....."

"બીજા જમાઇઓ દીકરીના નાક, કાન, ચોટલા કાપીને રવાના કરે છે તે નહિ સાંભળ્યું હોય......" લલ્લુ વસી વળી ફફડયો.

"તેં એટલી હદે નહિ જવામાં સજ્જનાઇ બતાવી છે કેમ? રામા, .....બોલવ ન્હાવિલા......ગંગી મારા દેખતાં હમણાં ને હમણાં બોડાવી નાંખ આ કમબખ્તના નામનું......તને એ નાલાયકે શું સુખ બતાવ્યું છે? તોડી નાંખ આજે ને આજે એની ગુલામીની બેડી.....મારી જીંદગીમાં ચાલીસ ચાલીસ વરસથી હું જોઉં છું કે ઘણાખરા દેસાઇ–કહેવાતા ઉંચકુળના જમાઇઓ આવી હરામખોરી. આવું પાજીપણું લઇ બેઠા છે. ફક્ત અમારી એક નબળાઇ ઉપર–દીકરીઓને દેસણ કરીને અમારાથી ઉતરતી સ્થિતિના જ્ઞાતિબંધુઓ આગળ અમે ખોટી મોટાઇ બતાવીએ છીએ અને

આખી જીંદગીભર દેસટા જમાઇઓના આવાને આવા પાશવી ભવાડા વેઠયા કરીએ છીએ. મુજીઓ......ભણે તે સસરાની ઉપર, નોકરી કરે તે જાણે સસરાને સારૂ, એકાર થાય તો સસરાના જીવપર... ...જાણે જન્મ્યા તે પણ સસરાને ઉપકાર કરવા......બસ, બહુ થયું હવે, આજથી મારી આંખ ઉઘડી ગઇ છે......હવે તો લલ્લુ વસી તમારી ટોળકીનાં જે બેચાર પાંચ હજાર નાલાયકો હોય, જેઓ આ આર્યભૂમિને નાહકની ભારે મારતા હોય તેઓ બધા એકસંપ કરીને કેથે હોળી સળગાવી સામટા બળી મરો કે જેથી હજારો કોમળ યુવતીઓ જીંદગીભરની હોળીમાં બળતી બચે......"

"તમારી નજર આગળ કાલે બીજી પરણું છું, કાકાજી, પછી જોઇશ કે તમે કેવા હાથ ઘસો છો !..." લલ્લુવસીએ હિંસિયારી હાંકી.

"તારે જોઇએ તો ચાર બૈરી પરણ, અને કર તેઓની આવક-પર તાગડધિન્ના. તારી ધમકીઓથી હું ડરવાનો નથી......માણસની ધીરજને અને શાંતિને પણ હદ હોય છે. સ્ત્રીબાળકને કેમ જોગવવાં, કેમ રાખવાં તેનું તો ભાન નથી અને મોટો દેસટો થઇ ગયો ?"

"એ તો કાકાજી, તમે તમારી પોતાની મૂર્ખાઇનુંજ પ્રદર્શન કરો છો. વેવિશાળ કરતી વખતે તો કેવી ગરજ બતાવતા હતા .." લલ્લુ વસી કાતરસ્વરે બોલ્યો.

"તે તો મેં પહેલેથીજ તને કહ્યું ને કે તને કન્યા આપતી વખતે હું મૂર્ખ હતો, ત્યાર પછી આજ સુધી પણ મૂર્ખ રહ્યો

અને મારા જેવા એ પાંચ હજાર મૂર્ખાઓ જ્ઞાતિમાં છે તેથીજ તારા જેવા તેટલા હરામખોરો પણ પાકયા છે અને તેટલીજ યુવતીઓ પણ જીંદગીમાં જીવતી બળ્યા કરે છે.....પણ આજથી હું હવે મૂર્ખ નથી. પાજીઓને પોષવાનું કામ આજથી મારે કરવું નથી. મારે ઇજ્જત નથી જોઇતી.....કશું જોઇતું નથી.....જા, તું હવે અહિંથી દુર થા, અને તારાથી જે થાય તે કરી લેજે..."

આ વખતે ગંગી વળી પાછી પોતાના કાકાની આજીજી કરવા લાગી.

"નહિ, હવે હું નહિ માનું," કલ્યાણજીએ કહ્યું, "કાળું કરવા દે એ કમબખ્તને,......અને તારે કર્મે એવો વર ચોંટાડવાના પ્રાયશ્ચિત તરીકે હું મારી સર્વ મિલ્કત તને આપીશ. મારી દુર્ગા માટે પણ કંઇ ન રાખું.....પણ એ બદમાશને હવે એક પૈ પણ નહિ પરખાવું........."

લલ્લુ વસી કલ્યાણજી સામેથી દાંત પીસતો જવા લાગ્યો. ગંગી પણ બાળકને લઇ તેની પાછળ જવા દોડી પણ બંગલાના દરવાજા આગળ તેને ધકકો મારીને ગબડાવી નાંખીને તે ચાલ્યો ગયો. દરવાજામાંથી નીકળીને જેવો તે હ્યુજીસ રોડ પર આવ્યો તેવોજ પાછળથી આવતી કોઇ મોટરના ધક્કાથી તે પટકાઇ પડયો, અને તેના પગ ઉપરથી મોટરનાં પૈંડાં ફરી ગયાં.

## પ્રકરણ ૧૩ મું સગવડીઆ ધર્મો

પોતાના ગામની દલિત કોમના માણસ દેવજીભાઇની રહેણી કરણી, તેમનો અભ્યાસ, તેમની પુત્રીના સંસ્કાર, તેમનાં ઘરનું સાત્વિક વાતાવરણ વગેરે જોઇને મણીલાલને વધુ અને વધુ આશ્ચર્ય લાગ્યું. તેણે એમ ધાર્યુ હતું કે દેવજીભાઇ કશેક ગરીબી અને અજ્ઞાનની ગર્તામાં સડતા હશે માટે તેમાંથી તેમનો ઉદ્ધાર કરી તેના પિતાએ તેમને જે કંઇ હાનિ કરી હોય તેનો બદલો વાળી આપવો. પણ અહિં જુએ છે તો દેવજીભાઇ અજ્ઞાન પણ દેખાયા નહિ તેમ ગરીબ પણ જણાયા નહિ. તેને એ પણ વિચિત્ર લાગ્યું કે આવો માણસ કેમ કદી પણ પોતાના વતનને કે સગાંવહાલાંને સંભારતો નહિ હોય! પોતાના પિતાએ તેને એવો તે શો અન્યાય કર્યો હશે કે જેથી તે જીવતા હોય ત્યાં સુધી તે તે ગામમાં જવાજ ન ચાહે?

એવા તર્કવિતર્કમાં થોડીક મિનિટ પસાર થયા પછી તેણે પૂછ્યું: "દેવજીભાઇ, અત્યાર અગાઉ તમે મને ઓળખતા હતા?"

"ના. કેવી રીતે? કદાચ તમે જન્મ્યા પણ ન હો તે પહેલાંનો તો હું મુંબઇમાં વસ્યો છું."

"મારે વિષે કોઇના તરફથી તમને કશું જાણવાનું મળ્યું હતું?"

"હા, ગામ જઇ આવનારા લોકો વાત કરતા કે તમે આભડછેટને માનતા નથી. દલિત કોમ પ્રત્યે તમે સારી લાગણી ધરાવો છો એમ મારા ઉપર મારાં સગાંઓ પત્ર લખતા તેમાં કદી કદી ઇસારો કરવામાં આવતો; એટલુંજ."

"ઓળખાણુ નીકળ્યા પછી તમે મારા પ્રત્યે વૈરની લાગણી ધરાવતા નથી ને?"

"એ પ્રશ્નથી મારૂં અપમાન થાય છે."

"તે માટે હું તમારી ક્ષમા માગું છું."

"મને કોઇ પણ વ્યક્તિ પ્રત્યે અકારણ કે સકારણ વૈર રાખવાનું શું પ્રયોજન છે?"

"મારા પિતા સાથે તમને...."

"તે વિચાર મને કદી આવતોજ નથી."

"ત્યારે થોડા મહિના ઉપર તમારા કાકાને તમે પત્ર લખ્યો હતો તેમાં એમ શા માટે લખેલું કે જ્યાં સુધી જીવણજી દેસાઇ જીવતા હોય ત્યાં સુધી તમે ગામ આવો નહિ?......"

"તમારા પિતાની દયા ખાઇને; નહિ કે કશી વૈરવૃત્તિ સંતોષવા..."

"જરા સ્પષ્ટતાથી સમજાવશો?"

"તમને માઠું ન લાગે તો."

"કહો જોઇએ."

"તમારા પિતાજી તદ્દન તમોગુણી માણસ છે. તમોગુણમાં સમાયેલો બીજો અર્થ તો જાણો છો ને?"

"અજ્ઞાન?"

"હા, એટલે મને જોઇને નાહકનો તેમનો જીવ ઉકળી આવે છે. ત્યારે મારે તેમને ઉકળવાનું કારણ શા માટે આપવું જોઇએ?"

"કંઇ ઉદાહરણો છે?"

"ફક્ત બેજ પ્રસંગ છે. પહેલો પ્રસંગ મહારાજા સયાજીરાવ ગાયકવાડે અમારા લોકોનાં સંબંધમાં કાઢેલાં એક ફરમાનનાં વખતનો છે. ગામમાં અમારે સરકારી નોકરી બજાવવી પડે છે તે તો તમે જાણો છો ને?"

"હા."

"તેને અંગે અમારે વહીવટદારની, સુબાની, મહાલકરીની વિગેરેની કચેરીમાં જવું પડે છે તે પણ જાણો છો ને?"

"હા."

"ત્યારે અમારે ગમે તેટલાં નાણાં કે જોખમ સાથે કચેરીની બહાર ઉભા રહેવું પડતું."

"હા."

"તે પરત્વે મહારાજા સાહેબે ખાસ ફરમાન પ્રગટ કરેલું કે કોઇ પણ અંત્યજ નોકરને કચેરીમાં પ્રવેશ કરતાં અટકાવવો નહિ અને તેની સાથે હાથોહાથ કામ લેવું."

"પછી?"

"મારા બીજા બંધુઓ એ હકનો લાભ લેતાં બીધા, પણ મેં તે હકનો ભોગવટો કરવા નિશ્ચય કર્યો."

"તે વ્યાજબીજ કર્યું."

"પણ તમારા પિતાને તે ગમ્યું નહિ."

"એમ?"

"એક વખત વહીવટદારની કચેરીમાં હું પણ તેમની સાથેજ દાખલ થયો અને તેમની સાથે એકજ બાંકડા ઉપર બેઠો."

"હં, પછી?"

"મારી એ ધૃષ્ટતા બદ્દલ, પાછા ગામ આવ્યા પછી પાંચ માણસોના દેખતાં તેમણે મને માર્યો."

"અને સરકારી ફરમાનની યાદ આપી તેમને કોઇ વારનાર ન મળ્યું?"

"તમારી માતા, વજ્યા દેસણ સિવાય બીજું કોઇ વચ્ચે પડયું નહિ. તે બિચારી ભારે પગે હતી, તો પણ મારે ખાતર, તમારા પિતાના હાથના બેચાર તમાચા તેને ખાવા પડયા હતા. તમને કેટલાં વરસ થયાં?"

"ત્રેવીશમું વર્ષ ચાલે છે..."

"બનવાજોગ છે કે તે વખતે તમેજ ગર્ભમાં હો."

લીનાએ મણીલાલ સામું જોયું અને મણીલાલે તેના પરથી દૃષ્ટિ ખેંચી લઇ નીચું જોયું.

"હું તે વખતે યુવાવસ્થામાં હતો..." દેવજીભાઇએ આગળ ચલાવ્યું.

"હા, હા, પછી..." મણીલાલ ધ્યાન આપવા લાગ્યો.

"યુવાવસ્થામાં અપમાન સૌથી વધારે સાલે છે. સ્વમાનનું ભાન તેજ વખતે સૌથી વધારે રહે છે. જીવનનું પરિવર્તન કરવાનો વખત યુવાવસ્થાજ છે."

"સમજ્યો."

"એટલે અપમાનથી ઉશ્કેરાઇને હું મુંબઇ આવ્યો, નોકરીએ લાગ્યો અને ચારેક વર્ષ પછી પાછો ગામ ગયો. તે વખતે શિયાળાની ઋતુ હતી, એટલે સાધારણ રીતેજ હું શાલ ઓઢીને ગામમાં કંઇ કામે ગયો હતો..."

"વારૂ."

"મેં શાલ ઓઢેલી હતી તે જોઇ વળી તમારા પિતા ઉશ્કેરાયા અને મારૂં અપમાન કર્યું."

"શાલ ઓઢી તે માટે?"

"હા તેજ માટે. ખાદીની પિછોડી ઓઢીને તો મારા જાતભાઇઓ ફરતાજ હતા, પણ દલિતોથી શાલ કેમ ઓઢાય?"

"શા માટે ન ઓઢાય?"

"એ પ્રશ્ન તમારા પિતાજીનેજ પૂછજો ને–એ અપમાન ગળી જઇ, હું મુંબઇ પાછો આવ્યો. ત્યાર પછી ગામ જવાનું મનજ થતું નથી."

"ચાલો હવે મારી સાથે. હું તમને મારી મેડી પર લઇ જાઉં. જોઉં છું તો ખરો કે તમને કોઇ કેમ આંગળી ચીંધે છે..."

"પણ, ભાઇ, એ સવાલ વ્યકિતગત નથી, સામાજીક છે, એટલે મેં તમારા પિતાને મનથી ક્ષમા આપીજ મેલી છે. આખો સ્પૃશ્ય સમાજ અસ્પૃશ્યની વિરૂદ્ધ છે; એટલે તમારા પિતાએ મારૂં અપમાન કર્યું નથી, પણ સ્પૃશ્ય સમાજે અસ્પૃશ્ય વિભાગનું અપમાન કર્યું છે. એનો અર્થ એ છે."

"જોઇશું કે તેઓ કયાં સુધી અપમાન કરી શકે છે."

"એ કારણથી તમારા પિતા જેવા તમોગુણી માણસને ઉશ્કેરવાનું કારણ આપ્યાથી મારા દલિત વર્ગનું કશું શ્રેય થાય એમ નથી...."

"તો ફરમાવો હવે, હું મારા પિતાના વતી તમને શો બદલો આપું?"

"કંઇજ નહિ, કંઇજ નહિ, આ અંગત અન્યાયની વાતજ નથી. સામાજીક અન્યાયનો તમે એકલા શો બદલો આપી શકવાના છો?"

"ગામના બધા લોકો સમક્ષ જાહેરમાં મારા પિતાના વતી હું તમારી માફી માગું તો?"

"મણીભાઇ, એવો બધો લાગણીવશ સ્વભાવ રાખવાનું કારણ નથી અને લાગણીભર્યા દેખાવ મને ગમતા પણ નથી."

"મારો સ્વભાવ લાગણીવશ નથી. પણ તમને સામાજીક ઉપરાંત અંગત અપમાન કરવામાં આવ્યું છે માટે તેનો અંગત બદલો તો આપવો ઘટેજ."

"અંગત માનાપમાનની મને પરવાજ નથી; અને પરમકૃપાળુ પરમાત્મા જો મહાત્મા ગાંધીને દીર્ઘાયુ કરે તો ટુંક વખતમાં અમારાં સામાજીક સંકટો પણ ટળશે."

"મને પણ લાગે છે કે શહેરોમાંથી તો અસ્પર્શ્યતા વહેલી નાબુદ થશે, પરંતુ ગામડાંના લોકોની મનોવૃત્તિ બદલાતાં તો કોણ જાણે કેટલો કાળ લાગશે."

"પચીશ પચાશ વર્ષ વધારે લાગશે, તેથી વધારે તો નહિજ લાગે. અમે બબ્બે હજાર વર્ષથી એ સ્થિતિ સહી લીધી છે, તો પ્રભુ અમને થોડાં વધુ વર્ષ ધીરજ ધારણ કરવાની શકિત આપશે."

"પણ તે દરમ્યાન ખ્રિસ્તિ અને આગાખાની પાદરીઓ તમારી આગળ મોટી મોટી આર્થિક લાલચો ધરે છે ને ?"

"તેથી શું થઇ ગયું ? દેખીતો ધર્મ બદલવાથી કંઇ માણસો બદલાઇ જાય છે ?"

"નહિ ? માન્યતા બદલાતાં માણસ બદલાતો નથી ?"

"પરધર્મમાં જનારાઓની માન્યતા બદલાતી હોય ત્યારે ને ?"

"ત્યારે લાખો માણસો ખ્રિસ્તિ થયા છે અને હજારો માણસો આગાખાની થયા છે તે માન્યતા બદલ્યા વગર ?"

"ખરેખરું જોતાં, કોઇની માન્યતા બદલાઇજ નથી. તાત્કાળિક સંસારી લાલચને વશ દેખીતી રીતે તેઓ ધર્મ બદલે છે ખરા."

"એમ સમજવાનાં કંઇ કારણ આપશો ?"

"જોઇએ તેટલાં. ધર્મનો અભ્યાસી હોય—જગતમાં પ્રચલિત સર્વ ધર્મનો—તે તો એજ સાર કાઢે કે જીવમાત્ર સરખા છે; પોતપોતાના અલગ સંયોગો અને સૌ સૌની ભિન્ન ભિન્ન ઉપાધિઓને લીધે ભેદ દેખાય છે, અનુભવાય છે અને આચરાય છે. પણ અભ્યાસને પરિણામે તે ભેદભાવના વિચારોને ત્યજે છે અને ભેદભાવ રહિત વર્તન આચરે છે."

"પણ એવા અભ્યાસીઓ નીકળે કેટલા ?"

"ભલેને થોડા નીકળે; પરંતુ તેટલા થોડા અભ્યાસીઓ આખાં જગતની વિચાર પ્રણાલિકા ફેરવી નાંખે."

"ત્યારે બબ્બે હજાર વર્ષથી એવો કોઇ અભ્યાસી કેમ ન પાકયો કે જે તમારી અસ્પશ્યતા નિવારણ કરે?"

"કેમ? નરસિંહ મહેતા અમારા લોકો સાથે બેસીને ભજન નહોતા કરતા? દક્ષિણમાં તુકારામ અને બંગાળમાં ચૈતન્ય સ્વામી છડેચોક પોતાની શિષ્યમંડળી સહિત અમારે ત્યાં ખાતા પીતા અને ભજન કરતા. રામદાસ સ્વામી, નાનક, કબીર, શંકરાચાર્ય કે કોઇએ પણ અમારા લોકને તરછોડયા નહોતા. દરેક સાધુ સન્યાસી અમારા ઉપર રહેમ રાખતા......"

"પણ એ તો બધા ભકતો કહેવાય."

"ધર્મના અભ્યાસનું પરિણામ ભકિત, દયા, અને અહિંસા સિવાય બીજું કશું હોઇ શકેજ નહિ."

"તમે કહ્યા તેવા ભકતો થઇ જવા છતાં તમારી અસ્પશ્યતા તો નજ ટળી ને?"

"તેમાં તેમનો દોષ નથી. જગતમાં દેખાતા અનેક રંગોને તેઓ બ્રહ્મની લીલા સમજીને તેમાં મુગ્ધ થઇ રહેતા. તેમને કોઇ પણ ધર્મ પ્રત્યે ઘૃણા નહોતી. ચૈતન્ય સ્વામીના મુસલમાન શિષ્યો પણ જોઇએ તેટલા હતા. નાનક અને કબીર હિંદુ તેમજ મુસલમાન બેઉ ધર્મના સંત ગણાતા. સંસારી કે સામાજીક અસમાનતાનો તેઓ વિચારજ કરતા નહોતા. સર્વ સંસારી વિચારો છોડીને તો તેઓ ભકત થતા. અમારા લોકો સાથે તેઓ બેસતા ઉઠતા કે ખાતાપીતા તે સંસાર સુધારા કરવા નહિ, પરંતુ કોઇ પણ પ્રાણીને તેઓ પોતાથી ઉતરતું ગણી શકતા નહિ તેથી."

"ત્યારે મહાત્મા ગાંધી કે જેઓ તમને સ્પૃશ્ય બનાવવા જીવ આપી રહ્યા છે તેમના કરતાં પણ તે ભક્તો ચઢીઆતા?"

"સંત પુરૂષોમાં ચઢીઆતું ઉતરતું કોઇ નહિ; મહાત્મા ગાંધીના વખતનાં હમણાંનાં આર્યાવર્તનું દુઃખ જુદા પ્રકારનું છે; ભક્તોના જમાનામાં દેશનાં દુઃખ જુદા પ્રકારનાં હતાં. પ્રાણીમાત્રનાં દુઃખ નિવારણની પ્રવૃત્તિ એ સંતોની પ્રવૃત્તિ છે. આગલા જમાનાના સંતોને દુઃખ નિવારણનો ઉપાય વૈરાગ્ય અને ભકિતમાં દેખાયો; મહાત્મા ગાંધીને તે ઉપાય મનુષ્યમાત્રને સરખાં ગણવાની ભાવના કેળવવામાં અને ઘણાંનું ઘણું સુખ નીપજે એવાં સામાજીક અને રાજ્યકિય બંધારણો ઘડવામાં દેખાયો......"

"સ્વરાજ્ય મેળવવાની લાલસાથી?"

"મહાત્મા ગાંધીમાં તો હું આસકિતભરી લાલસાનું આરોપણ કરી શકતો નથી, પણ તમારા જેવા તેમના અનુયાયીઓ તો એ લાલસાને લીધેજ તેમના બતાવેલે રસ્તે ચાલે છે, એમ કહી શકાય."

"અમારી પોતાની સર્વ મનુષ્યોને સરખાં ગણવાની માન્યતાથી નહિ?"

"તેવી મક્કમ માન્યતાવાળા થોડાક છે તેની હું ના પાડતો નથી; બાકી જો સર્વની તેવી માન્યતા થાય ત્યારે તો સર્વ આચાર ઉપર તેનું પરિણામ આવવું જોઇએ. મક્કમ કે ખાત્રીભરી માન્યતા આચારમાં મેલાયા સિવાય રહી શકતીજ નથી; અને સત્ય હકિકત પર રચાયેલી માન્યતા દ્દઢ થયા વગર પણ રહેતી નથી."

"વારુ, ત્યારે હવે હું પરધર્મમાં જનારાઓની માન્યતાની વાત પૂછું. તમે કહ્યું કે તેઓ દેખીતો ધર્મ બદલે છે પણ માન્યતા નહિ. તે શી રીતે?"

"દાખલા તરીકે અમારા દલિત વર્ગના લોકોનીજ વાત કહું. તેઓમાંના ઘણાખરા માતા, મહાદેવ, હનુમાન, કૃષ્ણ ઇત્યાદિના પૂજક હોય છે. ખ્રિસ્તિ થઇને પણ તેઓ ઇસુ, મેરી, પીટર, પોલ, ઇત્યાદિના પૂજક બને છે. આગાખાની થાય છે તે પણ એવી અંધ માન્યતાથી કે આગાખાન તે પ્રભુના દશમા નકલંકી અવતાર છે... એટલે કે જે જાતનો રૂઢધર્મ તેઓ અંત્યજ રહીને આચરતા, તેવોજ રૂઢધર્મ તેઓ ખ્રિસ્તિ કે આગાખાની થઇને આચરે છે. કશે સત્યની શોધ થતી નથી, કરવામાં આવતી નથી અને સત્ય બતાવવામાં આવતું પણ નથી. એવા પ્રાથમિક વિચારવાળા લોકોને સંસારી લાલચમાં લપટાતાં વાર લાગતી નથી કારણ કે રૂઢધર્મની ઉપાસના તેઓ સંસારનાં સુખો મેળવવાજ કરે છે; તેથી જો પરધર્મમાં જતાં તેઓની સામાજીક કે આર્થિક ઉન્નતિ તત્કાળ થતી હોય તો તેઓ જરૂર એમજ માને કે તેઓને નવા ધર્મની ઉપાસનાથીજ તે પ્રાપ્તિ થાય છે; પણ પરધર્મમાં ગયા પછી જો કોઇને અભ્યાસ કરવાનો યોગ મળે છે તો તે પાછળથી પસ્તાય છે અને હજારો વર્ષથી તેનામાં ઉતરી આવેલા પોતાના દેશના રૂઢધર્મના સંસ્કારો પાછા મજબુત આકર્ષણ કરે છે......"

"પણ પાછળથી થઇ શું શકે?"

"સર્વજ થઇ શકે. સ્વામી શ્રદ્ધાનંદે શુદ્ધિની ક્રિયાનાં દ્વાર ખુલ્લાં મેલ્યાં છે, તે મારફત, પસ્તાતો આખો વર્ગ પાછો અસલ ધર્મમાં

આવી શકે છે. એ દ્વાર કંઇ નવું ખોલવામાં આવ્યું નથી. રાજ્ય-કારણી સ્વાર્થીઓ તેને નવું કહે છે તે ઇતિહાસ વિરૂદ્ધની અને ખોટી વાત છે. મને આશા છે કે ખ્રિસ્તિ કે આગાખાની થયેલો અમારો દલિત વર્ગ કોઇ વાર શુદ્ધ થઇને પાછો હિંદુ ધર્મમાં આવશે."

"હિંદુઓ અસ્પર્શ્યતા નિવારણ કરે અને જ્ઞાતિબંધારણનો નાશ કરે ત્યારે કેની?"

"જ્યારે થશે ત્યારે એ બેઉ ઘટના સાથે સાથેજ થશે."

"તમે આશાવાદી લાગો છો."

"મારો આશાવાદ તો તેથીય આગળ વધે છે."

"એટલે?"

"એટલે એમ કે ગણ્યાં ગાંઠ્યાં વર્ષમાં આર્ય તત્ત્વજ્ઞાનનું પુનર્વિધાન અને પુનઃપ્રચાર થશે. તે દરમ્યાન યુરોપિય બુદ્ધિવાદીઓ પરમતત્ત્વ શોધવામાં હારીને નાસીપાસ થઇને બેસશે અને જડવાદીઓ આધિભૌતિક સુખોથી કંટાળીને બેસશે; તે વખતે અનાસક્તિએ અને સેવાભાવે કરવામાં આવતાં કર્મોથીજ માનસિક સુખ પ્રાપ્ત થાય છે, સંયમરહિત નહિ પણ સંયમિત મનોવૃત્તિથીજ શારીરિક સુખ પ્રાપ્ત થાય છે; સતત કર્મો કરવામાં ત્યારેજ રસ રહે છે એમ તેઓ હિંદુપ્રણેતાઓ તરફનો સંદેશો પામશે, અને પરમ તત્ત્વ એ બુદ્ધિ કે વિજ્ઞાનનો નહિ પણ સ્વાનુભૂતિનો વિષય છે એમ જાણશે ત્યારે તેઓ પોતાની મનોદશાનો બાહ્ય દેખાડ કરવા હિંદુ તત્ત્વજ્ઞાનનો સ્વીકાર કરશે અને સામાન્ય જનતા હિંદુ ધર્મના રૂઢ આચાર વિચાર અંગિકાર કરશે."

"દેવજીભાઇ, તમને એમ નથી લાગતું કે તમે પ્રાચીનતાને વધારે પડતી અગત્યતા આપો છો?"

"સત્ય હોય તે તો સર્વદાજ સત્ય. સત્યમાં પ્રાચીનતા કે અર્વાચીનતાનો ભેદ સંભવેજ નહિ. તે સત્યના પ્રભાવ હેઠળ આજના નેતાઓ પાકયા છે, યુવકો ઘડાય છે, જનતામાં અનુસરણશકિત આવે છે અને દેશનાં નસિબનું પાંદડું ફરવા લાગ્યું છે........."

"એ બધું આ અંગ્રેજી કેળવણીથી થયું છે એમ તમે નથી માનતા?"

"અંગ્રેજી કેળવણીએ તમને કેવળ જગાડયા છે. બાકી માર્ગ અને લક્ષ્યનું દર્શન કરાવનાર સંસ્કાર તમારાં પ્રાચીન તત્ત્વજ્ઞાનના છે કે જે કેટલોક કાળ ઢંકાઇ રહ્યા હતા."

"વિચિત્ર લાગે છે કે તમારા વર્ગના ગૃહસ્થ આવી રીતે વિચાર કરી શકે છે......"

"એમાં વિચિત્ર શું છે? કેળવણીથી જાગૃત પામેલા સ્પૃશ્ય હિંદુ સમાજને સત્ય સમજતાં વાર લાગવાની નથી અને સમજ્યા પછી તેને આચારમાં મેલતાં પણ વાર લાગવાની નથી. એટલે એ સત્ય પોતેજ અમારા દલિત વર્ગના ઉદ્ધારનું શસ્ત્ર થઇ પડશે."

"દેવજીભાઇ તમે તો મને ઘણું વિચાર કરવા યોગ્ય કહ્યું. કેટલા વાગ્યા હશે? નવ થવા આવ્યા?" દિવાલ સાથે ગોઠવેલાં ઘડીઆળમાં જોઇ તે બોલ્યો, "હું ધારૂં છું કે મેં તમારો વાળુ કરવાનો વખત ચુકાવ્યો."

"કંઇ ફિકર નહિ. તમે ચાહ કે બિસ્કિટ કંઇ લેશો? તમને વાંધો નહિ હોય તો......"

"હું ખુશીથી તમારી સાથે જમીશ." દેવજીભાઇને બોલતાં અચકાતા જોઇ મણીલાલ બોલી પડયો.

કલ્યાણજીએ પોતાની યુવાવસ્થાથી ઉદ્યોગશીલ જીવન ગુજારેલું હોવાથી અને નસીબે તેમને યારી આપ્યા કરેલી હોવાથી જીવનની લીલી સુકી અનુભવવાનો તેમને પ્રસંગ આવ્યો નહોતો. જીવનનાં સુખદુઃખ વિષે પણ તેમને યથાસ્થિત ખ્યાલ બંધાયો નહોતો. પારકાંનાં સુખદુઃખ જોવાનો કોઇ દિવસ પરવાર મળેલો નહિ હોવાથી તેમને પોતાનાં સુખદુઃખનો પણ ખ્યાલ નહોતો એમ કહી શકાય. દુઃખ જ્યારે છેક નજર આગળ આવીને ખડું થાય ત્યારે તેમને તે દેખાય અને તે પ્રસંગે તે પોતાનાં મગજનું સર્વ સમતોલપણું ગુમાવી બેસતા. ઓફિસમાં પોતાનાં હાથનીચેનાં માણસોએ ભૂલચૂક કરી હોય તો તે ઘડી તે માણસોનો ઝાડિયો કાઢી નાંખતા પણ થોડીવાર રહીને તે વીસરી જતા. ફક્ત એક બાબતમાં તેમનું ચિત્ત હંમેશ સ્થિર રહેતું હતું. આર્થિક વિષયમાં ધનની આવક બાજુ ઉપર તે ખાસ લક્ષ્ય રાખતા અને જાવક કે ખર્ચ ખાતે જે ખર્ચાતું તે બધું ન છુટકે ખર્ચવું પડે તેવુંજ ખર્ચાતું. બીજાઓ કરતાં પોતે વધારે બાહોશ છે અને જબરા કમાઉગાર છે એવા આત્મસંતોષમાં તેમનું સુખ સમાયેલું હતું. જ્ઞાતબંધુઓમાં પોતાનાં કમાઉગીરપણાંનું પ્રદર્શન કરીને તેમાં એક પ્રકારનું સુખ અનુભવવા ખાતર તેમણે માતપિતા વગરની પોતાની ભત્રિજી ગંગીને ઉંચ કુળના કહેવાતા દેસાઇ લલ્લુ વસી સાથે પરણાવી હતી. ગંગીને પરણાવતી વખતે તેમણે લલ્લુ વસીની લાયકાત, કેળવણી, સંસ્કાર, કશુંજ તપાસવાની તસ્દી લીધી નહોતી. ગંગી જેવી નમાયી ગરીબ

ડાહી છોકરી એક ઉચ્છૃંખલ તથા કુળના મિથ્યાભિમાની અને હરામખોર પતિ સાથે કેમ પાનું પાડી શકશે તે વિચાર તેમને આવ્યો નહોતો.

પરણીને સાસરે ગયા પછી ગંગીને પતિ તેમજ સાસુ સસરા તરફથી અનેક પ્રકારના ત્રાસ વેઠવા પડયા. કારણ કે જોઈએ તો છેક નજીવાંજ. કોઈ દિવસ રસોઈમાં મીઠું વધારે પડે, કોઈ દિવસ મરચું વધારે પડે, કોઈ દિવસ ચાહમાં ખાંડ વધારે પડે, કોઈ વાર કચરો વાળતાં કશેક તણખલું રહી જાય, કોઈવાર વાસણ ધોતાં એકાદ વાસણની કોરે જરા ધુળ ચોંટી રહે, આ બધી ફર્યાદો તે બિચારી સામે રોજ થતી અને તે સાથે મેહણાં ટોણાંનો કંઈ સુમાર રહેતો નહિ. ગંગી વધારે અને વધારે કાળજીથી કામ કરતી તો પણ તેનો પતિ કશેક જાણી જોઈને કચરો છુપાવી રાખીને ગંગીના વાળી ગયા પછી તે બતાવતો અને તે બહાને તેને બને તેટલી સતાવતો. આવું જીવન ગુજારતાં શરીરે તે અડધી થઈ ગઈ. તેના મોંહ પર હંમેશાં ગ્લાનિમય સ્થિરતા છવાઈ રહેતી. તેની આંખના ડોળામાંથી ભર-જુવાન વયે ચાંચલ્યનો ચમકાર ચાલ્યો ગયો અને તેની ગતિમાં પણ આવશ્યરહિત મંદતા અને શૈથિલ્ય પ્રવર્ત્યાં. આટઆટલું થવા છતાં પોતાના સંતાપનો એક અક્ષર સુદ્ધાં તેણે કોઈને કહ્યો નહિ એટલે કલ્યાણજીને પણ ભત્રિજીનાં જીવન વિષે કશા વિચાર ઉપજ્યા નહિ. પરંતુ બેત્રણ વરસ વીત્યા પછી લલ્લુ વસીએ નવું પોત પ્રકાશવા માંડયું. ગંગીએ અંગત દુઃખો તો ગમે તેટલાં પણ મુગે મોઢે સહન કર્યાં કીધાં એટલે લલ્લુ વસીએ તેના કાકાને ત્રાસ આપવાનો

વિચાર કર્યો. આસરિયાંને ત્રાસ આપવાથીજ દેસાઇ તરિકેની અસ્મિતા ચાલુ રાખી શકાય છે એવો લલ્લુ વસી તથા તેના જેવા બીજા લફંગા યુવકોનો ખ્યાલ હોવાથી એક દિવસ તેણે ગંગીને વગર વાંકેજ કાઢી મેલી. ગંગી રડતી રડતી કાકાને ઘેર ગઇ. કલ્યાણજીને દેસાઇ વર્ગના યુવક જમાઇઓની મનોદશાની માહિતિ હતી એટલે થોડાક રૂપિયા ગંગીને ગાંઠે બંધાવી પાછી વિદાય કરી. લલ્લુ વસીને તો એજ જોઇતું હતું અને કલ્યાણજીને પણ ભત્રિજીનાં જીવન માટે જમ પેધે તેની ફિકર નહોતી. લલ્લુ વસીની કેળવણી જેવી તેવીજ હતી અને અર્થવાહક કામકાજની તેનામાં આવડત ન હોવાથી આર્થિક તંગી તેને બારે દહાડાની હતી. કાકાસસરા પાસે પૈસા કઢાવવા ગમે તે બહાનું કાઢી ગંગીને કાઢી મેલવી એ તેનો એક નિયમિત કાર્યક્રમ થઇ પડયો. ઘણીવાર એમ થયા પછી એકવાર અર્થચૂસ્ત કલ્યાણજી કંટાળ્યા અને ગંગીને કંઇ પણ નાણું આપ્યા વગર તે તેને તેડીને જમાઇને પોતે સુપ્રત કરવા ગયો. આ પ્રસંગે લલ્લુ વસીને તેણે નમ્ર ઠપકો આપ્યો હશે એટલે લલ્લુ વસીએ તરતજ જાત બતાવી.

"હરામખોર ભાઠલા, મારા જેવા એક ખાનદાન દેસાઇને શીખામણ આપવા આવતાં તને શરમ નથી લાગતી?" લલ્લુ વસી તુંતાં પર ઉતરી પડયો.

કલ્યાણજીએ તેને ટાઢો પાડવા પ્રયત્ન કર્યો પણ ગંગીને તેણે કંઇ પૈસા આપ્યા નહોતા એ જાણી લઇ તે છરી લઇ તેની સામે થયો. ફજેતી અટકાવવા કલ્યાણજી ઉઠીને ચાલ્યા ગયા.

તે પછી થોડે વખતે લલ્લુ વસીએ દોઢિયાં મેળવવા વળી ગંગી સાથે છીટું શોધ્યું. પણ આ વખતે ગંગીએ કંઈક હિંમત લાવી તેને કહ્યું કે તેના કાકા હવેથી તેને એક પઈ પણ પરખાવશે નહિ; છતાં જો તેને કાઢીજ મેલવામાં આવશે તો તે જરૂર કશે કુવો હવાડો કરશે.

આ સાંભળી લલ્લુ વસી જરા ઢીલો તો થયો પણ તેણે જમાઈ-ગિરીનો છેલ્લો પ્રયોગ અજમાવવા મનસુબો કર્યો. ગંગીને તેડીને તે કાકાસસરાને ત્યાં આવ્યો. ત્યાં તેણે ધામો નાખીને પડયા રહેવાનો અને કાકાજીને ત્રાસ આપવાનો કસદ બાંધ્યો હતો. તેના મનમાં આટલી પાકી ખાત્રી હતી કે જમાઈને જરા પણ છેડવાની કોઈની તાકાત નહોતી.

પરંતુ લલ્લુ વસીની ગણત્રી કેવી ઉંધી વળી અને નજર આગળ દુઃખ જોઈને કલ્યાણજીના મિજાજનો પારો કેટલો ચઢી ગયો તેનું બારમાં પ્રકરણમાં આવી ગયું છે.

લલ્લુ વસીના ચાલ્યા ગયા પછી પણ કલ્યાણજીનો ઉકળાટ શમ્યો નહિ. ઉકળાટ શમાવવા તેમણે એક પછી એક સિગરેટ ફુંકવા માંડી અને બોલવાનું બંધ કરી તે આરામ ખુરશીપર પડયા. પરંતુ તે દિવસે તેમના નસિબમાં શાંતિ સરજાઈજ નહોતી. મણીલાલ સાથે દુર્ગાને શી વાતચિત થઈ હતી, મણીલાલ માટે દુર્ગાએ શું મત બાંધ્યું હતું, વિગેરે જાણવાની તેમની ઉત્કંઠા દબાઈ ... .

"સા...બધાજ સરખા; જેવો આ લલ્લુ વસી તેવોજ તે મણીઓ..." તેમને તરંગ આવ્યો.

"હજી તેની સાથે સંબંધ તો બંધાયો નથી તે પહેલાંજ આવા અપશુકન." તેમને બીજો તરંગ આવ્યો.

"મણીઆ કંઇક નેસ પગલાંનો તો હોવોજ જોઇએ. તેના જન્મ પછી તેનાં ભાઇભાંડું મરી ગયાં, જીવણજી દુઃખી થઇ ગયા, તેમની પ્રતિષ્ઠા પર પૂળો મૂકાવા લાગ્યો તો પણ ભાઇસાહેબ નાગે કુલે ફતેહખાં જેવા ફરે છે..." તેમની તરંગ પરંપરા આગળ વધી.

"અને તેનાં પગલાંથી આજે મારે ઘેર પણ વિવાહની વરસી..." આમ કલ્યાણજી છેલ્લાં અનુમાન પર આવ્યા.

એવામાં ભૈયાએ તેમની પાસે દોડતા આવીને ખબર આપી કે "સેઠ, સેઠ, દુલ્હાજીકો અકરમાત ભયો."

"શું બકે છે?" બોલતા કલ્યાણજી સફાળા ઉભા થઇ બહાર નજર નાંખે છે તો માલમ પડયું કે લલ્લુ વસીને મોટરમાં નાંખીને લાવવામાં આવ્યો હતો.

"મરી તો નથી ગયો ને?" તેમના ક્રોધે વળી પાછો ઉછાળો માર્યો.

એ સાંભળી ગંગીથી રડી પડાયું, તે મોટર આગળ દોડી પહોંચી, લલ્લુ વસીનો હાથ પકડયો, અને મોટરવાળા તેમજ ધાટી ભૈયા મળી તેને ઉંચકીને ઘરમાં લાવ્યા.

"સેઠ, મારી કંઇ કસુર નથી..." કહી મોટરવાળો ટોપી ઉતારવા લાગ્યો.

"જા, મારે તારી સામે મુકદ્દમો કરવો નથી." કહી કલ્યાણજીએ તેને રજા આપી.

લલ્લુ વસી લેને ગયા પુત ઑાર બે આયે ખસમ જેવો ખાટલે પડીને ગંગીની બરદાસ્ત હેઠળ રહ્યો. કલ્યાણજી તેની ખબર પૂછતા નહિ અને દુર્ગાને પણ તેની સાથે વિવેકનો ડોળ કરવાનું રૂચ્યું નહિ.

આમ લલ્લુ વસીની એક ખુણે ચાકરી થતી હતી, ગંગીના જીવનેય જરા શાંતિ વળી હતી કે હાલ તુરત ત્રાસમાંથી તો બચ્યાં, વસીની પ્રજા ગંભિર નહોતી એટલે કલ્યાણજીને દુનિયા દેખાડની ચિંતા બતાવવાનું કારણ ન હોવાથી તે પણ પોતાના કામ પર નિયમિત ધ્યાન આપવા લાગ્યા. ચારેક દિવસ પછી તેમનું મગજ શાંત થયું એટલે તેમને મણીલાલની મુલાકાત વિષે દુર્ગાને પૂછવાનું મન થવા લાગ્યું. પોતાની પાસેથી દુર્ગાને પસાર થતી જોઇ તે તેને કંઇ પૂછવા માગતા હોય તેવું મોઢું કરતા અને ડોળા તણાવતા પણ મોંહ ખોલીને બોલી શકતા નહિ. દુર્ગા પોતાના પિતાની જીજ્ઞાસા કળી ગઇ હતી પણ પૂછયા વગર જવાબ નહિ આપવાનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો, એટલે આખરે કલ્યાણજીની ધીરજ ખુટી. તે પોતે દુર્ગાના અભ્યાસ ખંડમાં ગયા અને તેને સીધોજ સવાલ પૂછયો:

"પછી પેલો મણીઓ તે દિવસે શું વાત કરી ગયો?" પોતાની ઉત્કંઠા છુપાવવા માગતા હોય એવી રીતે તે બોલ્યા.

"કયો મણીઓ?" જાણે યાદ કરવું પડતું હોય તેમ આંખ સંકોચી દુર્ગાએ કહ્યું.

"અરે, પેલો મણીલાલ જીવણજી. પાંચમે દિવસે આવ્યો હતો તે."

"હા, હા, તમારા માનસ જમાઇ." દુર્ગા ચોપડીમાં માથું ઘોસી બોલી.

"હું તો ધરાઇ ગયો મા...જમાઇઓથી."

"તો પછી વાતજ જવા દોને તેઓની."

"હું તો સહેજ જાણવા માટે પૂછતો હતો."

"શું જાણવું છે ?"

"તેનો સ્વભાવ..."

"સારો છે."

"ડહાપણ..."

"વધારે પડતું છે."

"આદર્શ..."

"બુદ્ધ, કૃષ્ણ અને ઇસુના જેવો." આ જવાબ આપતાં તેને હાસ્ય દબાવી રાખવા પ્રયત્ન કરવો પડતો હોય તેમ લાગતું.

"લાયકાત..."

"લલ્લુ વસીની કરતાં તો જરૂર ઉલટી." જવાબ સાંભળી કલ્યાણજીએ મોઢું કટાણું કર્યું.

"બાહોશી..."

"ભવિષ્યમાં જણાશે."

"વિચાર..."

"હમણાં ગાંધીજીના જેવા. ભવિષ્યમાં કોણ જાણે"

"પ્રવૃત્તિ..."

"બાપ કમાઇનું ખાઇને મોટા મોટા તરંગો કરવાની."

"બુદ્ધિ..."

"પારદર્શક."

"ચાંચલ્ય ?"

"તમારી બાજી ચેતી જવા જેટલું અને તે કરતાંય વધારે." આ સાંભળી કલ્યાણજીએ દૃષ્ટિ જરા તીવ્ર કરી.

"નિષ્ઠા...."

"તે તો કામ પાડીએ ત્યારે સમજાય."

"આકાંક્ષા..."

"અનુમાન કરૂં છું કે ગાંધીજી જેવા થવાની."

"મને એવા ત્રુટક જવાબો જોઇતા નથી. માંડીને કહે કે તેની સાથે શી વાતચિત થઇ હતી અને તેને વિષે તેં સામાન્ય રીતે શું મત બાંધ્યું ?"

"વાતમાં કંઇ દમ નહોતો. તેને ઉલ્લાસવાદ ગમતો નથી. તેને દુનિયાની અસમાનતા ખુંચતી લાગે છે એજ..."

"અને મારી બાજી વિષે તેં કંઇ ઇસારો કર્યો તે શું ?"

"તેને એમ લાગ્યું કે તમે અમને..."

"તે પોતે બોલી ગયો ?"

"હાસ્તો વળી."

"કારણ ?"

"કારણ શું વળી ? કોઇના વિચાર શા હોય, લક્ષ્ય શું હોય, ધ્યાન શું હોય, અને તમો તો તમારા વ્યવહારમાં રક્ત..."

"તેમાં તેને શો વાંધો ?"

"શા માટે વાંધો નહિં ? તેના જીવનક્રમમાં બીજાઓને દખલ કરવાનું શું કારણ ?"

"આ તું તારા વિચાર દર્શાવે છે કે તેના ?"

"અમારા બેઉના, પણ પહેલા તેના."

"અને તેણે તારા વિષે શું મત બાંધ્યું ?"

"તે હું શી રીતે જાણું ?"

"કંઇ ધારી તો શકે ને ?"

"શું કપાળ ધારી શકું ? પોતાના પ્રભાવમાં તે મને દબાવી ગયો..."

"તેમાં ખોટું શું થયું ?"

"બધુંજ ખોટું. મારા પર કોઇ પ્રભુત્વ ભોગવે તે મને ન ફાવે."

"ગંગી ઉપર લલ્લુ વસી ભોગવે છે તેવું ?"

"એ દૃષ્ટાંત અહિં ક્યાં લાવો છો ! હું ગંગી જેવી પરાધીન નથી અને તે લલ્લુ વસી જેવા પામર નથી."

"તને હલકી તો ગણી નથી ને ?"

"ના રે ના, તે તો મને પોતાથી ચઢીયાતી ગણે ગણાવે અને માને મનાવે તેવા છે પણ તે દયા અને સહાનુભૂતિથી."

"હું સમજી શકતો નથી."

"બારે ઘડી તે આપણી દયાજ ખાયા કરે, આપણા તરફ સહાનુભૂતિજ રાખ્યા કરે તે કેમ પાલવે ?"

"એટલે ?"

"આપણે જીવનના ઉલ્લાસ ભોગવતા હોઇએ ત્યારે તે આપણી સાથે ઉલ્લાસ ભોગવવા ન લાગે; આપણને સુખી જોઇ પોતે રાજી રહે, પણ આપણે જાણે દયાપાત્ર પ્રાણીઓ હોઇએ એમજ જે હંમેશ જોયા કરે તેની સાથે અવતાર કેમ જાય ?"

"આ તે તું તેને વખોડે છે કે વખાણે છે કે શું કરે છે તે હું સમજી શકતો નથી."

"હું પોતે પણ સમજી શકતી નથી."

"પણ ત્યારે ધારવું શું ?"

"કંઇજ નહિ. તમે તમારૂં કામ કર્યાં કરો. મને મારૂં કામ કરવા દો."

"પણ તારે માટે મને જરા...."

"ચિંતા કે ફિકર બધી નકામી છે. વખત વખતનું કામ કરી લેશે."

## પ્રકરણ ૧૫ મું તુલના

દેવજીભાઇની સાથે જમતાં જમતાં મણીલાલે તેમને વાત કરી કે તે પ્રવાસે નીકળેલો હતો પણ કયાં જવું અને શું જોવું તેનો તેણે પૂરતો ખ્યાલ બાંધ્યો ન હતો. તીર્થસ્થાને જોવાનો તેને મોહ ન હોતો, ત્યાંના ગોટાળા જોવાની તેને દરકાર નહોતી, કુદરતનાં દૃશ્યો ગમે તેટલાં સુંદર હોય પણ નિર્જન હોય તો તે તેને આકર્ષી શકે તેમ ન હોતાં. ઐતિહાસિક સ્થળો જોવાનુંય મન થતુ નહોતું, કારણ કે વર્તમાન સ્થિતિ એટલી બધી અસહ્ય હતી કે ઇતિહાસનો અભ્યાસ કરવા કરતાં સૌએ નવો ઇતિહાસ ઘડવો એજ ઇચ્છનીય હતું. એથી ઉલટું, ઘેર બેસી રહેવાનુંય ગોઠતું નહોતું.

રેલ્વે કંપનીના નોકર હોવાથી દેવજીભાઇ ક્રમે ક્રમે દર વરસે જુદે જુદે સ્થળે જઇ આવ્યા હતા, અને એ રીતે તેમણે લગભગ આખું ભારતવર્ષ જોયું હતું. તેમણે પોતાના કેટલાક અનુભવો મણીલાલને સંભળાવ્યા; તેની એ અસર થઇ કે મણીલાલે બને તો બંગાળથી પંજાબ સુધીનો, નહિ તો છેવટે પ્રયાગથી કુરૂક્ષેત્ર સુધીનો, પ્રદેશ જોવા વિચાર કર્યો અને દેવજીભાઇએ તેને વૃજભૂમિની પરિક્રમા કરવા ખાસ ભલામણ કરી.

પ્રવાસ દરમ્યાન તેમની સાથે પત્રવ્યવહાર ચલાવવાનું વચન આપી મણીલાલ તેઓની રજા લઇ પોતાને મુકામે ગયો. રાષ્ટ્રોદ્ધારના ઉપાય સિવાય સામાન્ય રીતે તે બીજા કશાંનું ચિંતન કરતો ન હોતો, છતાં આ એક દિવસમાં બનેલા બે પ્રસંગો વિષે તેને વિચાર

આવ્યા વિના રહ્યા નહિ. કવખતે પરણી બેસીને જંજાળી થઇ જવાથી દેશના ઉપયોગમાં આપણે આવી શકતા નથી એવી તેની માન્યતા હોવા છતાં તેનું યુવક હૃદય આજે દુર્ગા અને લીનાની તુલના કરતું વાર્યું રહ્યું નહિ.

"આપણે ક્યાં પરણવુંજ છે કે કોઇ પણ યુવતીનો વિચાર કરીએ." આવી રીતે વિચાર કરવા નહિ ઇચ્છવા છતાં તેનાં મનશ્ચક્ષુ આગળ દુર્ગા અને લીના બેઉ ખડાં થઇ ગયાં.

"છોકરીઓ તો બેઉજ સારી છે; પણ મને તેઓ સાથે શો સંબંધ?" એક વિચારને નષ્ટ કરવા બીજો આવો વિચાર આવ્યો.

'યુવતીઓ તો બધીજ મોહક હોય. આ બે જણીનો જ કંઇ મેળ છે?" મનશ્ચક્ષુ આગળ સ્ત્રીઓનો જાણે એક મેળો હાજર થયો.

"લીના અને દુર્ગા બેઉમાં પોતપોતાની વિશિષ્ટતા હશે તેથી શું થયું?" મનોદૃષ્ટિ આગળના સ્ત્રી મેળામાંથી પણ સંપૂર્ણ વ્યકિતદર્શન તો લીના અને દુર્ગાનુંજ રહ્યું.

"આખર તો બધાંયે નર અને નારી. દરેકને વિજાતીયનું કુદરતી આકર્ષણ." આ વખતે અંતર્દષ્ટિ સમક્ષ સ્ત્રીપુરૂષોનો શંભુ મેળો રજુ થયો.

"સજીવસૃષ્ટિ માત્રજ એવી છે ત્યાં." આ કલ્પના આવતાં સ્ત્રી પુરૂષોના શંભુ મેળાનો પડછાયો દૂર થયો અને પશુ પક્ષીઓનાં ઝુંડનાં ઝુંડ અંતઃકરણ પર તરી આવ્યાં.

"ઝાડપાન જેવાં દેખીતાં નિરવયવ જીવનમાં પણ એના એજ રડાકુટા; જીવન મેળવવું, સંરક્ષવું અને નવું ઉત્પન્ન કરી નાખવું

થયું." પશુપક્ષીના પડછાયા અદૃશ્ય થઇ ઝાડોનું નિર્જન અરણ્ય દૃષ્ટિ સમક્ષ ખડું થયું.

"અરણ્યમાં હું મને પોતાને જોઉં. હિંસક પ્રાણીઓની વચ્ચે પણ હું, અને મનુષ્યમેળામાં પણ હું મને પોતાને સ્થિર રહેલો જોઉં છું!" આ કલ્પનાએ તેને આશ્ચર્યમાં નાંખ્યો.

"પોતાને પોતાથી અલગ જોવાની મનુષ્ય સિવાય બીજા કોઇ પ્રાણીની શકિત હશે ?" આ કલ્પના આવતાં તેને મનુષ્ય બુદ્ધિનું તળીયું આવી ગયેલું લાગ્યું.

"મનુષ્યકલ્પના મર્યાદિત થઇ જવા છતાં બુદ્ધિનાં બણગાં ફુંકવાં એ એક જાતનું મિથ્યાભિમાનજ કેની?" આ વિચાર આવતાં તે ચોંકયો.

"નજીવી વાત પરથી પણ ભારતવાસીઓ ફિલસુફીમાં તણાઇ જઇ નિષ્ક્રિય બની જાય છે એવો પાશ્ચિમાત્યો જે આક્ષેપ કરે છે તે મારા સંબંધમાં પણ ખરો પડવા જાય છે કે શું ?" વિચારના રોહને તેણે વ્યવહારૂ સપાટી ઉપર પાછો વાળવા માંડયો.

"અગમ્ય અગમ્યને ઘેર રહ્યું. મારી સમક્ષ કાર્ય શું છે તેનોજ વિચાર કરૂં." કાર્યનો વિચાર આવે તે પહેલાં દેશદૃશ્ય રજુ થયું.

"માણસ માણસમાં મારામારી અને ભેદાભેદ. એક જાતનો જીવન સંગ્રામજ કેની? મારે પણ એ સંગ્રામ ખેલવા ઉતરવું?" આ પ્રશ્ન થતાં તે વળી પાછો ચોંકયો.

"નિષ્ક્રિયતા તરફ દોરવે એવા વિચારો કેમ આવતા હશે!" તે મુંઝાયો.

"જીવમાત્રને જીવવાનો હક છે તેથીજ જીવનસંગ્રામ ચાલુ રહે છે ને!" કંઇક પ્રકાશ પડ્યો.

"એ હકનું સર્વમાન્ય પ્રતિપાદન થવુ જ જોઇએ." મુંઝવણનો નિકાલ થવા લાગ્યો.

"જેના એ હક લુંટાતા હોય તેને પક્ષે લડવું જ જોઇએ." અસલ વિચારને પુષ્ટિ મળી.

"લડાઇનું પરિણામ માણુસમાત્રની સમાનતાના સ્વીકારમાં આવવું જોઇએ." વિચારપ્રણાલિકા આગળ વધી.

"સમાનતાને સર્વભોગ્ય બનાવે એવો વ્યવહાર યોજાવો જોઇએ." આ વિચારનું તેનો કોઇ ઉપરિ વિચાર પૃથક્કરણ કરતો લાગ્યો.

"આ વિચારમાં નવું શું છે? સર્વ લોકમાન્ય દેશનેતાઓ ઇચ્છી અને માગી રહ્યા છે તે એજ." તેને પોતાને અંતર્જ્ઞાન થયું તે એ વખતે ન સમજાયું.

"ત્યારે તો એ ધ્યેય નજર આગળ રાખી કાર્ય કરવાનું જ રહે છે. કૃષ્ણનો કર્મયોગ એ પ્રકારનો તો ન હોય?" તેણે વખત મળ્યે ફરીથી ગીતા વાંચી જોવા સંકલ્પ કર્યો.

પણ કૃષ્ણ અને ગીતાના સ્મરણ સાથે અંતર્દષ્ટિ સમક્ષ પાછા દેવજીભાઇ અને લીના રજુ થઇ ગયાં. લીનાનું ગાયન કર્ણના માનસમાં ગુંજવા લાગ્યું. તેની શુભ્ર છબી મનોદષ્ટિ આગળ સરસ્વતીની છબી જેવી રજુ થઇ. હાર્મોનિયમ આગળ બેઠેલી લીનાને બદલે વીણાધારિણી લીના દેખાઇ. ગાયનના શબ્દો પર કલ્પના સ્થિર થતાં

વીણાધારિણી લીના અદૃશ્ય થઇને કૃષ્ણને દૂધ પીવા કાલાવાલા કરતી લીના દેખાઇ, અને એ દૃશ્યનાં અનુષંગી દૃશ્યથી તે વળી પાછો ચોંકયો.

"લીનાને યશોદારૂપે જોવામાં હું પોતે શાનો નંદસ્વરૂપ થઇ ગયો? મારૂં મણીલાલસ્વરૂપ કયાં ઓગળી ગયું?"

પોતે પોતાનું મણીલાલ સ્વરૂપ ખડું કરતાં લીનાનું યશોદા સ્વરૂપ ટળી ગયું. મણીલાલ થતાં તે દેસાઇ થયો, ઉંચ થયો, ખાનદાન થયો, સ્પૃશ્ય થયો અને લીના અંત્યજ થઇ, નીચ થઇ, અસ્પૃશ્ય થઇ...પણ અહિં તે પાછો અચકાયો.

"લીનાને સંસ્કારવિહીના કેમ ગણાય? અને જો સ્વભાવનાં ધોરણ ઉપર ખાનદાની ગણીએ તો દેવજીભાઇ મારા પોતાના કરતાં ઓછા ખાનદાન શી રીતે કહેવાય? તે નજરે મારા પિતા તો જરાય ખાનદાન કહેવાય નહિ. છતાંય...."

આ વખતે તેને લીના અસ્પશ્યંતાની દિવાલ પાછળના કોઇ અગોચર ખુણામાં હડસેલાઇ જતી જણાઇ. એ દિવાલ પાછળ તેને મલિન બાળકોની ચિચિયારી સંભળાઇ, અર્ધવસ્ત્રા અને કંગાળ સ્ત્રીઓની કાકલુદી કર્ણે પડી અને ગટર પાસે ખાટલામાં પડી બીડીઓ ફુંકતા માનસરહિત માનવપ્રાણીઓ દેખાયાં. પણ દિવાલની જે બાજુએ પોતે ઉભો હતો તે બાજુએ લાવણ્યમયી લલનાઓ પસાર થતી હતી, સ્વચ્છ વસ્ત્ર પરિધાન કરેલાં બાળકો ગેડી દડા ખેલતાં હતાં અને પુરૂષો જાણે જંગ જીતવા નિકળેલા હોય તેમ ઉન્નત મસ્તકે મહાલતા હતા. એવામાં તેની પાસે એક મોટર આવીને ઉભી રહી, તેમાંથી કોઇએ ઉતરીને તેને ખભે હાથ નાખ્યો, અને "ચાલો

ફરવા આવો છો, મણીલાલ?" એમ બોલતી દુર્ગા તેની કલ્પનામાં ખડી થઇ.

પોતે જાગૃત અવસ્થામાં છે કે સ્વપ્નમાં તેનું પણ તેને ભાન રહ્યું નહિ. જાગૃત હોવાની ખાત્રી કરવા તેણે પોતાની પાસેના પલંગ પર સુતેલા માણસને પૂછ્યું;

"કાન્તિલાલભાઇ, કેટલા વાગ્યા હશે?"

"હવે બાર વાગવાની તૈયારી. કેમ, હજી ઉંઘ નથી આવી શું?"

"ના, પણ હવે આવશે ખરી"

ઉંઘ આવવાની અપેક્ષા તો કરી, પણ તેથી કંઇ ઉંઘ આવે? ચલચ્ચિત્રની પેઠે અંતઃકરણની સપાટી ઉપર છેલ્લા સંસ્કારો પાછા તરવરવા લાગ્યા. દુર્ગા જાણે અધિકારપૂર્વક તેના ખભે હાથ નાંખીને ઉભી છે અને લીના જાણે અગોચરમાંથી ડોકિયું કરી તેને સ્તબ્ધ નેત્રે જોઇ રહી છે. દુર્ગામાં સત્તાધિકારનો થનથનાટ છે: લીનામાં દલનની નમ્રતા અને ગંભિરતા છે; દુર્ગા જાણે ભવાં ચઢાવી દિવાલની બીજી બાજુએથી ડોકિયાં કરતી લીનાને એમ કહે છે કે દિવાલની આ બાજુનાં માનવીઓ તરફ દૃષ્ટિપાત કરવાની ધૃષ્ટતા કરનાર તું કોણ છે! લીના જાણે તે સાંભળી મસ્તક નીચે ઢાળે છે અને એવાં અનિચ્છનીય દૃશ્ય ટાળવા મણીલાલ જાણે તે દિવાલ તોડી નાંખવા અને સામી બાજુનાં માણસોને આ બાજુનાં વાતાવરણનો લાભ આપવા કટિબદ્ધ થાય છે,

"દિવાલની સામી બાજુના માનવીઓ તરફ વક્રદૃષ્ટિ કરવાનો તમને શો હક છે?" તે કલ્પનામાં ખડી થયેલી દુર્ગાને જાણે પૂછવા લાગ્યો.

"અને આ દિવાલને ઉભી રહેવા દેવાનો પણ તમને શો અધિકાર છે?" તેણે બીજો પ્રશ્ન પૂછયો.

"દિવાલ તોડી પાડયા પછી તે માનવીઓ તમારા કરતાં ઉતરતાં દેખાશે કે?" પ્રશ્નપરંપરા આગળ વધી.

"તમે સમજીને દિવાલ નહિ તોડશો તો હું તેઓના પક્ષે જઈને દિવાલમાં ગાબડાં પડાવું છું." આ તરંગ આવતાં જાણે દિવાલમાં ગાબડું પડેલું દેખાય છે અને તેમાં થઈને લીના પ્રવેશ કરીને તેઓની પાસે આવીને ઉભી રહે છે. મણીલાલ જાણે તેને આવકાર આપે છે.

"તમારી બાજુનાં વાતાવરણમાં આવવા કેટલી બધી ઝંખના થયા કરતી હતી, પણ તમે દિવાલમાં દરવાજા મૂકાવો ત્યારે ને?..." લીના જાણે મણીલાલને સંબોધીને કહેવા લાગી.

"દરવાજા મૂકાવાની વાત જવા દોને. તમે બધા એકત્ર થઈને દિવાલનેજ તોડી નાંખોને......" મણીલાલે જાણે તેને જવાબ આપ્યો.

"અમે તેટલા સબળ નથી." લીનાએ જાણે દલીલ કરી.

"સુખેથી હવા ખાવાની છોડી આ ઝગડામાં કોણ પડે?" એમ કહેતી જાણે દુર્ગા ચાલી જાય છે.

લીના જાણે નિરાશ્રિતની પેઠે આશ્રય શોધે છે અને મણીલાલ જાણે તેને છાતી સરસી દબાવે છે.

કલ્પના આ હદે પંહોંચતાં તે વળી ચોંકયો. વિચારક્રિયા થોભાવવા તેણે પ્રયત્ન કર્યો પણ તે ન થોભી. વિચારોને વાસ્તવિકતાની સપાટી ઉપર રાખવા કોશિષ કરી તેય નિષ્ફળ નીવડી. ઉંઘમાં પડવા આંખ મીચીને સુઇ રહ્યો તોય વિચાર બંધ ન પડયા. મગજને વિચારશૂન્ય કરવા તમામ જ્ઞાનતંતુઓની ક્રિયાનો તેણે અવરોધ ઇચ્છયો, પણ તેમ કંઇ અવરોધ થાય છે! આખરે વિચારો ટાળવા તેણે "ૐ તત્સત્ પરમાત્મને નમઃ" નો જપ મનમાં આદર્યો, તોય લીના અને દેવજીભાઇની તથા દુર્ગા અને કલ્યાણજીની કલ્પનામૂર્તિઓ અંતઃકરણરૂપી સમુદ્રમાં મોજાંની પેઠે ઉછળવા લાગી. તેથી જપના શબ્દેશબ્દ પર વિવેક કરવા માંડયો; તેમ કરતાં પરમાત્માનું કાળ અને સ્થળથી પર, તથા અવ્યકત હોય એવું સ્વરૂપ ચિંતવાની ચડમથલમાં પડયો; અવ્યકત વ્યકતની કલ્પનામાં તો નજ આવ્યો, નજ આવે, પણ એ પ્રકારનાં ચિંતનથી તેના જ્ઞાનતંતુઓ શિથિલ થયા થાકી ગયા અને તે લસલસાટ ઉંઘી ગયો.

## પ્રકરણ ૧૬ મું. ભયનિવારણ ?

ગત પ્રકરણોમાં વર્ણવેલા પ્રસંગો પછી એક અઠવાડિયાં દરમ્યાન રાજપુરમાં જીવણજી દેસાઈને બે પત્રો મળ્યા. પહેલો પત્ર મુંબઈથી કલ્યાણજીએ લખેલો હતો. તે નીચે પ્રમાણે હતોઃ—

"રા. રા. જીવણજીભાઈ. લી. મુંબઈથી કલ્યાણજીના યથાઘટિત. અત્રે સૌ સારાં છીએ; તમારી કુશળતાના પત્ર લખતા રહેશોજી. વિશેષમાં જણાવવાનું કે તમારા ચિરંજીવી મણીલાલ મુંબઈમાં એકાદ પખવાડિયું રહી ગયા છે, તો પણ અમારે ત્યાં તેમણે ફકત બે ઉડતી મુલાકાતો આપી હતી. તેમણે શહેરમાં પંદર દિવસ શું કરવામાં વ્યતીત કર્યા તે વિષે અમારા જાણવામાં કંઈ આવ્યું નથી. ત્રણચાર મહિના ઉપર આપણી વચ્ચે જે વાતચિત થઇ હતી તેનો હેતુ સધાય એમ માનવાને મને કારણ મળ્યું નથી. તેમાં અમારા તરફથી કંઈ ભૂલચૂક થઈ નથી. ખબર કાઢતાં માલુમ પડયું છે કે ભાઈ સાહેબ બંગાળ તરફ પ્રવાસે નીકળી ગયા છે. તેને પ્રવાસે મોકલવાની તમને સૂચના કરનાર હું હોવાથી હવે તે બાબતમાં તમને સાવચેત કરવાની પણ હું મારી ફરજ સમજું છું. અમારે ત્યાંની મુલાકાતો દરમ્યાન તેને વિષે એટલું જાણી શકાયું છે કે તે દેશને લગતા વિચારોમાં સૌથી વધારે રસ લે છે અને બીજી ત્રીજી વાતો પર તેનું ધ્યાન નથી. હમણાં યુવકોમાં ભારે જાગૃતિ પ્રગટી નીકળી છે. તેઓ મંડળો સ્થાપે છે, જહાલ કામો હાથ ધરે છે અને ઘણાકની વૃત્તિ હિંસાત્મક ઉપાયોથી ક્રાન્તિ કરવાની થઈ ગઈ છે.

બંગાળમાં હિંસાત્મક ક્રાન્તિકારીઓ મોટી સંખ્યામાં ઉત્પન્ન થવાનું વર્તમાનપત્રોમાં વાંચું છું, તેથી ચિંતા થાય છે કે રખેને ભાઇ સાહેબને બંગાળમાં કોઇ ભેજાંનો ફરેલ ક્રાન્તિકારી મળી જાય અને તેને પણ તે માર્ગે દોરવે. જુવાન છોકરા ગમે તેવા વિચારવંત હોય તો પણ તેઓ પર નિર્ભર રહી શકાય એમ હું ધારતો નથી. મણીલાલમાં તમે જેમ ભવિષ્યની આશાઓ બાંધો, તેમ હું પણ બાંધવાને લલચાઉં છું. પણ આજના છોકરાઓમાં આપણી આમન્યા રાખીને ચાલવા કરતાં પોતાના વિચારો મુજબ ચાલવાનો પવન વધારે ફેલાયો છે. એજ, મારા સરખું કામકાજ લખશોજી."

જીવણજીને બીજો પત્ર તેમના પુત્રનો લખેલો મળ્યો હતો. તે ટુંકમાં નીચે પ્રમાણે હતો:—

"પિતાશ્રી, બા, તથા ગામનાં અન્ય સ્નેહીઓ; લી. કલકત્તાથી મણીલાલના પ્રણામ. વિશેષમાં લખવાનું કે હું ગઇ કાલનો અત્રે આવી પહોંચ્યો છું અને થોડા દિવસ પછી કાશી તરફ પ્રયાણ કરીશ. હું સુખરૂપ છું. મારા તરફની ફિકર ચિંતા રાખશો નહિ. એજ વિજ્ઞપ્તિ."

બેઉ પત્ર વાંચીને જીવણજી આકુળ વ્યાકુળ થઇ ગયા. કલ્યાણજીએ દર્શાવેલી ધાસ્તીએ તેમનાં મનમાં ખરેખરો સંચાર કર્યો અને તેમને એવીજ કલ્પનાઓ ઉઠવા માંડી કે રખેને કોઇ ક્રાન્તિકારીની મણીલાલ મૈત્રી કરે, બોમ્બ બનાવતાં શીખે, બોમ્બ બનાવે અને કોઇ અમલદાર પર તે નાંખે, નાંખીને નાસવા જતાં

પકડાઇ જાય, અદાલતમાં મોટો મુકદ્દમો ચાલે, અને તેને જરૂર ફાંસી અથવા દેશનિકાલની શિક્ષા થાય. છેલ્લી કલ્પનાએ તેમને ગભરાવી મેલ્યા, તેમનું મુખાવિંદ પડી ગયું અને બહુ ઉદાસ થયા. પુત્ર બંગાળના પ્રવાસે ગયો એ મહાન (?) આફતમાંથી ઉગરવાની તેમને ગામમાં સલાહ કોણ આપે? છેવટે તેમને વિચાર આવ્યો કે મુંબઇ જઇ કલ્યાણજીનેજ મળીને કંઈ એવો પ્રસંગ ઉપસ્થિત કરવો કે જેથી તેને બંગાળમાંથી તાબડતોડ બોલાવી લેવાય.

પત્નીથી તેમણે પોતાનો ગભરાટ છુપાવ્યો અને સહેજ કામે મુંબઇ જાઉં છું એમ કહી તેજ રાત્રે તે મુંબઇ જવા ઉપડયા અને બીજે દિવસે સવારે તેમણે કલ્યાણજીને સૂતા ઉઠાડયા.

"ઓહોહો! કંઇ ઓચિંતાજ જીવણજીભાઇ, અગાઉથી પત્ર લખતે તો......" કલ્યાણજીએ વિવેક કર્યો.

"કંઇ ફિકર નહિ, સુખરૂપ આવ્યો છું." જીવણજીએ જીવ હેઠો પાડી કહ્યું.

પછી દાતણપાણી શૌચ વિગેરેથી પરવારી બન્ને ગૃહસ્થો અલાહેદા દિવાનખાનામાં ચાહ પીવા બેઠા. ત્યારે કલ્યાણજીએ પૂછયું:

"કેમ, કંઇ અગત્યનાં કામકાજે આવ્યા છો?"

"કામ ને કાજ તો કંઇ નથી પણ..."

"તમે ઘેરથી કયારના નીકળ્યા છો? મારો પત્ર મળ્યો હતો?"

"તમારા પત્રની મોકાણમાં તો હું દોડી આવ્યો."

"ત્યારે મેં તેમાં એટલું બધું શું લખ્યું હતું જે?"

"પેલું બંગાળના બોમ્બવાળાઓ વિષેનું; હું તો વાંચીને એવો ગભરાઇ ગયો છું......"

"મને શી ખબર કે તમે આટલા બધા ગભરાઇ જશો; મેં તો સહેજ ચેતવણી આપી હતી..."

"પણ હવે કંઇ ઉપાય બતાવોને, તેને પાછો બોલાવી લેવાનો."

"અરે, એમ તરતને તરત કોઇ ક્રાન્તિકારી થઇ જાય છે શું ?..."

"મારે સમજવું શું ? પત્રમાં તમે ચેતવણી આપો છો અને હવે અહિં બેઠા બેઠા ઠંડે કલેજે વાત કરો છો."

કલ્યાણજી એ સાંભળી હસ્યા, તેમ તેમ જીવણજી વધારે અકળાયા.

"અલ્યા, જીવણજી, તમે આટલા બધા બીકણ હશો એમ મેં નહિ ધારેલું."

"પણ ભાઇ, હવે કંઇ તોડ કાઢોને."

"તમે સખ્ત બિમાર પડયા છો એવો તાર કરીને બોલાવી લઇએ."

"તે કેમ બને? મેં તેને ગઇ કાલેજ જવાબ લખ્યો હતો કે અમે સૌ સારાં છીએ. મારી તબિયત સારી હોવાનું તો મેં પત્રની શરૂઆતમાં, વચ્ચે અને છેવટે એમ ત્રણ જગાએ લખ્યું હતું."

"તમેય બહુ વિચિત્ર લાગો છો તો; ત્યારે હવે બીજો ઉપાય શું બતાવું? વજીયા દેસણુની..."

"તે પણ સારી હોવાનું મેં એ પત્રમાં લખી દીધું છે..."

"ત્યારે તો હવે એક અઠવાડિયું થોભી જાઓ, પછી વાત; જીવણુજી, તમે આવેલા છો તો તકસર, હવે દિવાળી જોઇનેજ જજો. જોઇએ તો વજીયા દેસણુને પણ બોલાવી લો."

"નહિ, નહિ. દિવાળીને તો હજી સવા દોઢ મહિનો બાકી છે. એ તે કંઇ બને?"

"વારૂ, ત્યારે આઠ દહાડા રહો, કંઇ ઉપાય શોધી કાઢીશું."

"મણીલાલ પ્રવાસ કરે તે સામે મને વાંધો નથી, પણ તે બંગાળની હદ છોડીને નીકળી જાય એવો કોઇ રસ્તો કાઢો."

"ત્યારે હમણાં બે પાંચ દિવસમાં જ શ્રાદ્ધની કોઇ તીથિ કાઢીને કરીએ તાર કે અમુક તીથિને અમુક વારે તેણે જરૂર ગયા જવું અને પિતૃશ્રાદ્ધ કરવું. હમણાં શ્રાદ્ધ પક્ષ તો ચાલેજ છે."

"પણ તેનો પિતા તો હું જીવતો બેઠેલો છું."

"પિતાનું નહિ તો પ્રપિતાનું કે પિતામહનું કરવા કહેવું."

"પણ ગયાના પંડયાઓ તેવું શ્રાદ્ધ ન કરાવતા હોય તો?"

"તો અથડાશે તેનો તે. તમારે તો તેને બંગાળની હદની બહાર જ મોકલવો છે ને?"

"હા, પણ હું મુંબઇથી તાર કરવા માગતો નથી, તેને વિચાર થશે કે હું મુંબઇ કેમ આવ્યો."

"ત્યારે તમારે નામે સુરતથી તાર કરાવો. લખી દો અહિંથી કાગળ કોઇ વિશ્વાસુ માણુસ ઉપર."

"ભાગળ પર રણુછોડ પરતાગીઓ મારો દોસ્ત છે તે મારે નામે અને હું કહું તેમ તાર કરશે."

ત્યાર પછી તરતજ કલ્યાણુજી ઘરમાંથી તારનું "ફોર્મ" લઇ આવ્યા; તેમાં સંદેશો લખ્યો અને જીવણુજીએ રણુછોડ પરતાગીયાને પત્ર લખીને તેને તાર લખેલું તૈયાર "ફોર્મ" લઇ તાર ઓફિસમાં જઇ તાર કરી આવવા અને ખર્ચ થાય તે પોતાને ખાતે ઉધારવા અને તે વિષે કોઇને વાત ન કરવા સૂચનાઓ આપી. પછી પત્ર તથા લખેલા તારને એક પરબીડીયામાં મૂકી તેને ટપાલમાં નાંખી આવવા તેઓએ રામાને મોકલ્યો, ત્યારે જીવણુજીની પોણી ગભરામણુ મટી.

ત્યાર પછી કલ્યાણુજીના આગ્રહથી જીવણુજી પાંચ છ દિવસ મુંબઇ રહ્યા, ફર્યાં હર્યાં અને બેઉ જણે ખુબ વાતો કરી. દુર્ગાને જોઇ તે બહુ પ્રસન્ન થયા અને સવારસાંજ ભોળાનાથનાં નામનો જપ કરવા લાગ્યા કે પુત્રને સદ્બુધ્ધિ સૂઝે અને દુર્ગાને પત્ની તરીકે સ્વીકારે.

છએક દિવસને અંતે તે એક દિવસ સાંજે લોઅરપરેલ સ્ટેશન ની ઉત્તર બાજુએ આવેલા એક માળામાં રહેતા પોતાના એક એક જ્ઞાતિબંધુને મળવા નીકળ્યા. સ્ટેશનથી વિકટોરિયા ભાડે કરી તે જતા હતા, તેવામાં ડિલાઇલનો પૂલ ઉતરતાં તેમની ગાડીવાળા

ચોંઇ તથા એક બીજી ગાડીવાળા ચોંઇ વચ્ચે, કોઇ કોઇવાર ચોંઇઓ ગેલમાં આવી જઇ કાઢંકાઢી કરે છે, તેમ ચાલી કાઢંકાઢીની શરત. તેવામાં સામેથી આવી એક મોટર; તેનાં પૈંડાંની જીવણજીની ગાડીનાં પૈંડાને લાગી ટક્કર, તેથી ઢાળવાળી બાજુએ ગાડી ઉલળી ગઇ અને જીવણજી ઉડીને પડયા રેલ્વેનાં કારખાનાનાં દરવાજા આગળ.

બરાબર એજ વખતે દેવજીભાઇનું કારખાનાનાં દરવાજામાં થઇને નીકળવું થયું. તેમણે અકસ્માત જોતાંની સાથે દોડી પહોંચીને જીવણજીને બેઠા કર્યા. તેમનો ડગલો ખંખેરવા માંડયો. અને એક કામદાર તેમનું દૂર ઉડી પડેલું પાઘડીનું ખોખું લઇ આવી, તેની ધુળ ઝાટકી તેમને આપવા આવ્યો.

"શેઠ, વાગ્યું તો નથી ને ?" દેવજીભાઇએ તેમને પૂછ્યું.

"વાગ્યું તો ખરૂંસ્તો. ગાડીમાંથી ઉડી પડયો તે વાગ્યા વગર રહે ?" જીવણજી પોતાની પાંસળીઓ દબાવતા દબાવતા બોલ્યા.

દેવજીભાઇ તરતજ ત્યાંથી પસાર થતી એક બીજી વિકટોરિયામાં બેસાડી તેમને બેત્રણ મિનિટના રસ્તા પર આવેલાં પોતાને ઘેર તેડી ગયા. ત્યાં લીનાએ તથા તેમણે મળીને તેમને પ્રાથમિક ઉપચાર કરીને કંઇક આરામ આપ્યો. તેવામાં નોકર ડા. ડી કુન્હાને પણ બોલાવી લાવ્યો. ડાકટરે તપાસ કરીને જણાવ્યું કે સદ્ભાગ્યે કોઇ હાડકું ભાંગ્યું તુટયું નહોતું. પછી જરૂરી મલમપટા કરી વિદાય થતાં ડાકટરના હાથમાં દેવજીભાઇએ પીના રૂપીઆ સેરવી દીધા.

પોતા માટે એક અજાણ્યા માણસે અને તેની દીકરીએ ઘરનાં માણસ ન લે તેવી કાળજી લીધી તે જોઇ જીવણજી આશ્ચર્ય પામ્યા.

અને આશ્ચર્યમાં પોતાનું દર્દ પણ થોડું ઘણું વીસરી ગયા. પોતાને જે દિવાનખાનામાં લઇ જવામાં આવ્યા હતા તેનો ઠાઠ અને ઠાઠ કરતાં પણ આંખે ઉડીને વળગે એવી સ્વચ્છતા જોઇ એ અજાણ્યા ગૃહસ્થ માટે તેમનું ઉંચું મત બંધાયું. પોતાને બેસાડવામાં આવેલા તે ખુરશીની સામેના કબાટમાં વ્યવસ્થિત રીતે ગોઠવેલાં પુસ્તકો, સામાયિક પત્રો, વર્તમાનપત્રો વિગેરે જોઇ તેમને લાગ્યું કે એ ગૃહસ્થ વિદ્યાવિલાસી હોવા જોઇએ. તેમની સ્થિતિ, વિદ્વત્તા અને સજ્જનતાનું તોલ કરવા તેમને વધુ પૂરાવાની જરૂર પડી નહિ. દેવજીભાઇએ ડાકટરના હાથમાં ફી સેરવી દીધી હતી તે પણ તેમની ધ્યાન બહાર ગયું નહોતું.

મુખસામુદ્રિકશાસ્ત્રના જાણકારો કહે છે કે જેમને જોતાં આવડતું હોય તેઓ માટે મુખ તો એક સ્વભાવદર્શી આયના સમાન છે. મુખાકૃતિ ઉપર હરેક વ્યક્તિનું વ્યક્તિત્વ સ્પષ્ટ રીતે છપાયલું રહે છે. એ કારણથી હો અથવા તો દેવજીભાઇ માટે વર્ષોથી વિચારની કંઇ અનુષંગતતા ન હોવાના કારણથી હો, પણ જીવણજી દેવજીભાઇને જરાય ઓળખી ન શક્યા એટલી વાત સાચી.

દેવજીભાઇએ જાણી જોઇનેજ ઓળખાણ ન કાઢી. જીવણજી તેમના ઘરનાં વાતાવરણથી એવા સ્તબ્ધ થઇ ગયા હતા કે તેમને નવી ઓળખાણ કરવાની શુદ્ધિ ન રહી. પોતા માટે તે અજાણ્યા ગૃહસ્થે આપેલી ફી જો તેને ધરવા જાય અને કદાચ તેને અપમાન લાગે તો! એ વિચારે જતાં જતાં તેમણે આભાર માનવા સિવાય બીજો કશો ઇસારો કર્યો નહિ. દેવજીભાઇનો નોકર ગાડી લઇ

આવ્યો અને તેમને જ્યાં જવું હોય ત્યાં સુધી સાથે મૂકવા પણ ગયો. રસ્તે તેમણે નોકરને તેના શેઠ વિષે કંઇ પ્રશ્નો કર્યા, પણ નોકરને ગુજરાતી ન આવડે અને જીવણજીને મરાઠી ન આવડે એટલે કંઇ મેળ બેઠો નહિ.

જીવણજીના વિદાય થયા પછી દેવજીભાઇએ લીનાને કહ્યું:

"લીના, એ ગૃહસ્થ કોણ હતા એ તને કહું?"

"કહોને; શું એ કોઇ ભેદી પુરૂષ હતા?"

"હા, એ આપણે ત્યાં તે દિવસે આવેલા મણીલાલના પિતા જીવણજી હતા."

"તે આમ તો ભલા માણસ લાગે છે."

"સ્પૃશ્ય સમાજ માંહોમાંહેમાં તો ભલમનસાઇ રાખેજ ને?"

"ધારો કે તમે તમારૂં ઓળખાણ આપ્યું હોત તો?"

"કંઇ ભરૂસો નહિ, આ જગાએ પોતાની નિરાધાર સ્થિતિમાં પણ કદાચ તે અણછાજતું દશ્ય ઉત્પન્ન કરે."

"એ...મ?"

"હા, જીવણજીની કોમના સ્વભાવમાં ઇર્ષ્યાનું તત્ત્વ સામાન્ય રીતે બીજાં તત્ત્વો કરતાં વધારે હોય છે અને વખત કવખતે તે તત્ત્વ તેનો ભાવ ભજવ્યા વગર રહેતું નથી."

"મણીલાલમાં....." લીના પૂછતી અટકી; તેના ગાલ પર રતાશ આઇ આવી.

"ગાંધીનાં શિક્ષણની અસર હેઠળ આવેલા યુવકોમાંથી એ તત્ત્વ નાબુદ થવા લાગ્યું છે. બાકી પોતાની જ્ઞાતિના સર્વ દુર્ગુણોથી કેવળ મુકત હોય તેવા તો ફકત એક મહાદેવભાઇજ છે."

"આજે કલકતાથી મણીલાલનો પત્ર આવ્યો છે."

"એમકે? તેમાં તે શું લખે છે?"

"આ રહ્યો તે પત્ર. બીજું બધું તો ટુંકટુંકમાં લખ્યું છે પણ એક પ્રસંગ બહુ રમુજી છે."

દેવજીભાઇ પત્રમાંથી તે ભાગ વાંચવા લાગ્યા:

"મોગલસરાઇ સ્ટેશનથી મારા ડબામાં એક બંગાળી બાઇ બેઠી. તેના જેવી ભક્તિ (!) તો મેં આજ સુધી કોઇમાં જોઇ નથી. તેણે ઠાકુરજીની એક સુંદર નાની મૂર્તિ પોતા પાસે રાખી હતી, તેનું નાનું પારણું પણ સાથે રાખેલું હતું. પોતાની બેઠકની પાસે પારણું ગોઠવી તેમાં તે મૂર્તિને સુવડાવે, તેને હિંચકા નાંખે, તેને પંખો નાંખે, વળી થોડી વારે બહાર કાઢી તેને રમાડે, તેને જાણે શૌચ કરાવે, હાલરડાં ગાય, મનાવે, પટાવે, સ્ટેશને સ્ટેશનેથી ફળફળાદિ કે કંઇ ખાવાનું લે, તે તેની આગળ ધરી રાખે, અને તેને ખવડાવવા વિનતિઓ કરે. આ દશ્ય જોઇ પહેલાં તો મને એમ લાગ્યું કે એ બાઇ દિવાની હશે, કદાચ પોતાનું એકનું એક પ્રિય બાળક ગુજરી જવાથી તેની ડાગળી ચસકી ગઇ હશે, પણ પાછળથી માલમ પડયું કે તે બાઇ પુત્રવતી અને સુખી ઘરની હતી,

તે ચૈતન્ય સંપ્રદાયનો વૈષ્ણવ ધર્મ પાળતી હતી. આ સંપ્રદાયના વૈષ્ણવોનો કૃષ્ણભક્તિમાં ચોવિશે કલાક ગુજારવાનો લોભ હોય છે. જીવનનું સાર્થક્ય તેઓ તેમાંજ માને છે. આ પ્રકારનું જાહેરમાં ગાંડપણનું એક જાતનું પ્રદર્શન એ ભકિત કહેવાય કે કેમ ! એ પ્રકારનાં ભકત થવાનું જીવનનું ધ્યેય રાખવું એ મારે મન તો એક કોહેડો થઇ પડયો છે. ફુરસદ મળે તો એ વિષે પત્ર લખીને કંઇ સમજાવશો ?...."

પત્ર વંચાઇ રહ્યા પછી લીનાએ પૂછ્યું:

"એમણે પૂછેલા કોહેડાનો શો જવાબ આપશો ?"

"કંઇજ નહિ, હું જવાબ આપનાર મોટો કોણ ?...ભકતન કી ગત ભકત હિ જાને."

---

## પ્રકરણ ૧૭ મું. આદર્શ વિરૂદ્ધ વ્યવહાર.

કલકત્તા શહેરમાં જોવા લાયક સ્થળો ચાર પાંચ દિવસમાં જોઇ કાઢીને મણીલાલ બંગાળની જમીનદારી પધ્ધતિને લીધે ખેડુતોની ખરી હાલત શી છે તે તપાસવા પૂર્વ બંગાળ બાજુ નીકળી જવાનો વિચાર કરતો હતો તેવામાં તેને સુરતથી પોતાના પિતાના નામે કરવામાં આવેલો તાર મળ્યો. તાર વાંચીને તેને સાધારણ રીતેજ હસવું આવ્યું. ભલા ભલા મહાત્માઓ પણ મોક્ષપ્રાપ્તિની આશા રાખી શકતા નથી; કારણ કે તેઓની માન્યતા પ્રમાણે આત્માની આસપાસ માયાનું સહેજ પણ પડળ રહી ગયું હોય તો કૈવલ્ય પ્રાપ્ત થતું નથી. એ બધું જો ખરૂં હોય તો પોતાના પિતૃઓ મોક્ષના અધિકારી થાયજ શી રીતે ? અનેક પ્રકારની સારી અને માઠી વાસનાઓ સાથે દેહ છોડનારાઓનો પુનર્જન્મ જો નિશ્ચિતજ હોય તો તેઓ જરૂર જન્મ મરણની રેંટમાળમાંજ ફરતા હોવા જોઇએ. તેઓના આત્માના મળ ધોવાયા નહિ હોય ત્યાં સુધી પુત્ર પૌત્રોના તર્પણનો ઉપયોગ શો ? ખરી રીતે જોતાં જીવન શું છે તેજ સમજવું મુશ્કેલ છે તો પછી તેની પેલે પારની વસ્તુઓને લગતી અપ્રમાણુ માન્યતાઓનો પણ શો અર્થ છે ?

આવા વિચારો હોવા છતાં પણ પિતાની નજીવી ઇચ્છાને સંતુષ્ટ કરવા તે ગયા ગયો, પરંતુ ગયાના પંડયાએ તેને શ્રાદ્ધ સરાવવા ના પાડી એટલે રાજી થઇ તે આગળ વધ્યો. કાશી પહોંચીને તેણે પોતાના પિતાને સવિસ્તર પત્ર લખી જણાવ્યો. શ્રાદ્ધ ન થયું તો ભલે ન

થયું, પણ પુત્રે બંગાળ તો છોડયું એ જાણી જીવણજીના જીવમાં જીવ આવ્યો.

કાશીમાં હિંદુ વિદ્યાપીઠ જોવા તે એક દિવસ રહ્યો. વિદ્યાનાં ધામ તરીકે કાશીની પ્રાચીન પ્રખ્યાતિ જાળવી રાખવા પં. મદન-મોહન માલવીયે કરેલાં જીવનસમર્પણનું શુભ પરિણામ તેણે જોયું. ત્યાંથી આગળ વધી આગ્રા જઇ, તાજમહાલ તથા મોગલ સલ્તનતના બીજા અવશેષો જોઇ તે દિલ્હી ગયો; દિલ્હીમાં બે દિવસ રહી પાછો ફરીને મથુરાં આવ્યો; અને દેવજીભાઇની ભલામણ પ્રમાણે વ્રજ-ભૂમિની પરિક્રમા કરવા લાગ્યો; પણ તેનામાં દેવજીભાઇના જેવી શ્રદ્ધા ન હોય તેથી, અથવા તો ગમે તે કારણથી પણ તેને ત્યાંથી કશી પ્રેરણા મળી નહિ. તેવામાં ( તા. ૨૭-૧૦-૨૮ ) ઇટાવામાં આગ્રાની પ્રાંતિક હિંદુ પરિષદ્ શ્રી. લાલા લજપતરાયનાં પ્રમુખપણાં હેઠળ મળવાની ખબર વાંચી તે ત્યાં વખતસર પહોંચી ગયો. પરિષદ્ની પૂર્ણાહુતિ પછી તે સીમલે ગયો. ત્યાંથી આગળ વધી પંજાબમાં લાહોર જોયું અને છેવટે અમૃતસરમાં જલિયાંવાલા બાગ જોઇ તે ઘેર આવવા પાછો ફર્યો અને સંવત ૧૯૮૫ ની કાર્તિક શુદ્ધ પૂર્ણિમા પહેલાં પોતાને ગામ આવી રહ્યો. પહેલાં જ્યારે જ્યારે તે ગંગા યમુના અને સિંધુનો વિચાર કરતો ત્યારે તેનાં મનશ્ચક્ષુ આગળ તે નદીઓને કાંઠે સુંદર અરણ્યો અને ઋષિઓના આશ્રમો રજુ થતાં, તે સંસ્કાર આ પ્રવાસથી ભૂસાઇ ગયો; હવે ગંગા યમુનાના પ્રદેશોનું સ્મરણ થતાં અંતર્દૃષ્ટિએ ભૈયા, કિસાન અને કહાર પડતા. જમીનદારી અને જાગીરદારીની પધ્ધતિએ

નંદનવનનું સૌન્દર્ય નષ્ટ કરી હવે તેમાં પશુ જેવો અભણ અને કંગાળ જનસમુદાય રહેવા દીધો છે, એ જોઈ તેને અફસોસ થયો.

પોતાના પ્રવાસનો કાર્યક્રમ ખોરવાઈ જવાને લીધે તેણે દેવજી-ભાઈને પોતા ઉપર પત્રો લખવા ના પાડી હતી, તેથી ઘેર આવ્યા પછી તેણે તેમને લખી જણાવ્યું કે હવે પત્ર વ્યવહાર નિયમિત ચલાવી શકાશે. તેને ત્રીજેજ દિવસે તેને લીનાનો લખેલો જવાબ મળ્યો; તેમાં તેણે જીવણજીની તબિયતની પણ ખબર પૂછી હતી.

પુત્ર બે અઢી મહિને પ્રવાસેથી પાછો ફર્યો હોવાથી પહેલા બે ત્રણ દિવસ તેને સુખે આરામ લેવા દીધા પછી જીવણજીએ તથા બીજાં માણસોએ તેની સાથે જુદા જુદા પ્રાંતોના લોકો, તેઓની રહેણી કરણી, તેઓના રીત રીવાજ, તેઓના ઉદ્યોગ ધંધા, યાત્રાનાં સ્થળો વિગેરે વિગેરે વિષયોની વાતચિત કરવા માંડી.

મુંબઈથી પોતાને ગામ ગયા પછી જીવણજીએ પોતાને નડેલા અકસ્માતની વાત ગામના લોકોને મહલાવી મહલાવીને કહી હતી અને પોતાના પૂર્વજોના પુણ્યેજ તે બચી ગયા હતા એમ પ્રતિપાદન કર્યું હતું. અકસ્માત્ વખતે તેમને પ્રાથમિક ઉપચાર કરનાર અજાણ્યા ગૃહસ્થ અને તેની પુત્રીનાં વખાણ કરવા પણ તે ચૂક્યા નહોતા.

મુંબાઈમાં પિતાને માથેથી એક ઘાત ટાળ્યાની વાત મણીલાલને કાને આવતાં વાર લાગી નહિ, તેથી એક દિવસ બપોર પછી તેણે તેમને પૂછ્યું:

"તમે મુંબઈ શું કરવા ગયા હતા ?"

"ખાનગી કામ." જીવણજીએ ઉત્તર આપ્યું.

"વારૂ, ત્યારે તે વિષે હું તમને પૂછતો નથી; પણ ત્યાં તમને અકસ્માત્ શી રીતે થયો?"

"હું વિકટોરીયામાં બેસી એલ્ફિન્સ્ટનરોડ તરફ તારા મામાજીને ઘેર જતો હતો ત્યારે........."

"કયી જગ્યાએ?"

"બી. બી. સી. આઇ. રેલ્વેના કારખાનાંની નજીક."

"પછી?"

"કોઇ માણસ મને બીજી ગાડીમાં બેસાડીને તેને ઘેર લઇ ગયો અને તેણે તથા તેની પુત્રીએ મારી સારવાર કરી."

"તે કોણ હતો?"

"કોઇ બ્રાહ્મણ જેવો દેખાતો હતો; તેની છોકરીયે ખાસી દેવરૂપ જેવી હતી..............."

"તમે તેનું નામ ઠામ કંઇ પૂછ્યું નહિ?"

"ગાડીમાંથી ઉથલી પડતાં હું એવો ઠપકાઇ ગયો હતો કે ઓળખાણ પાડવાનું મને ભાનજ રહ્યું નહિ."

લીનાએ ખબર પૂછાવી હતી એ ઉપરથી મણીલાલ અનુમાન કરી શકયો કે તેના પિતાની સારવાર કરનાર દેવજીભાઇ હોવા જોઇએ અને તેમણે જાણી જોઇને તેના પિતા સાથે ઓળખાણ કાઢી ન હોય.

પ્રવાસે જઇ આવ્યા પછી મણીલાલે અસ્પસ્યતાનિવારણની પોતાની પ્રવૃત્તિ પાછી શરૂ કરી. રાતના વાળુ કરીને નિવૃત્ત થયા

પછી પોતાના ગામના અંત્યજ બંધુઓ ગપ્પાં મારતાં બેઠા હોય તે વખતે તેણે તેઓ પાસે જઇ અવરનવર સભાઓ ભરવા માંડી; તેઓને વ્યસનથી મુક્ત થવા, માંસાહાર છોડવા, અને સ્વચ્છ રહેવા તે સમજાવવા લાગ્યો; પણ અંત્યજો કંઇ છેક બેવકુફ નહોતા કે તે જે કહે તે સાંભળ્યા કરે. એક દિવસે સભાને અંતે એક જણે કહ્યુંઃ

"મણીભાઇ, વ્યસન તો તમારો સ્પર્શ્ય સમાજ પણ કરે છે...."

"માંસાહાર પણ દેશનો મોટો ભાગ કરે છે. મુસલમાનો માંસ ખાય છે તેઓને તમે શા માટે અડો છો?..." બીજાએ કહ્યું.

"અને અમારા કરતાં પણ અતિમલિન રહેનારા દુબળા લોકોને તમે તમારાં ઘરની પાણીની ગોળીમાં હાથ ઘાલવા દો છો..." ત્રીજાએ કહ્યું,

મણીલાલ મુંઝાયો; ત્રણમાંથી એકેને તે જવાબ આપી શક્યો નહિ.

"ભાઇ, કોણ જાણે કયા કાળથી અને શા કારણથી અમારો સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો હશે.... અને પછી તો ગાડરિયું લોક, બહિષ્કાર ચાલુ રહ્યા તે રહ્યોજ." ચોથાએ કહ્યું.

"છેવટે તેણે તેઓને એક સલાહ આપીઃ

"તમારૂં અપમાન કરનારાઓની સામા થતાં તમે શીખો; તમને તુંતાંમાં કોઇ બોલાવે તો જવાબ આપવા ના પાડો; તમારાથી અભડાઇ જવાની છીટ બતાવનારાઓ તરફ ડોળા કાઢો, ગુસ્સો બતાવો અને તેઓનું વળતું અપમાન કરતાં શીખો."

"ભાઇ, તારી સલાહે ચાલવા જઇએ તો ભૂખે મરીએ." એક વૃદ્ધ અંત્યજે કહ્યું.

"શેણે ભૂખે મરો ? હાથમજુરી કરનાર કોઇ દિવસ ભૂખે મરે નહિ. તમારી મજુરીની ગરજથી સ્પર્શ્ય સમાજ કદી મુકત થવાનો નથી. તેઓથી જાતે કામ થવાનું નથી એટલે તમને ભાઇબાપા કરતા આવશે."

"તે ખરૂં; પણ તેથી તેઓ અમારી આભડછેટ કાઢી નાંખે, એ કેમ મનાય ?" તે વૃધ્ધે વળતો પ્રશ્ન પૂછયો.

"તમે એકવાર જાગૃત થાઓ, ચાલુ વિરોધી વલણ રાખો, વ્યસન કે મરણ પરણ પાછળ તમારાં ગજાં ઉપરાંત ખર્ચ કરી જીંદગી ભરની કરજદારી ન વહોરી લોતો....."

"ભાઇ, એતો પ્રસંગ આવ્યે બધું કરવું પડે. તમારા ચોખિયાતો પણ કરજ કરે છે. મોટાને મોટી પીડા અને નાનાને નાની."

"તમે તમારી પીડા ટાળવાનો વિચારજ કરોને. તમે મજુર તરીકે સ્વતંત્રપણે કામ કરી શકશો..."

"અરે ભાઇ, તેમાં પણ આગળ પાછળનો વિચાર કરી અમારે કામ કરવું પડે છે. મજુરીની મોસમ ન હોય અને નાણાં જોઇતાં હોય તો પછી કેવી રીતે મળે ? તું શીખવે છે તેવી તુંદાઇ રાખીએ તો ?"

આ અનુભવી ડોસા સામે મણીલાલથી વધુ દલીલ થઇ શકી નહિ; છતાં તે જોઇ શકયો કે કોઇ પણ વર્ણ કે જ્ઞાતને પોતાના ઉદ્ધાર કે ઉન્નતિ માટે અથવા દરજ્જો ચઢાવવા માટે આર્થિકસ્વાતંત્ર્ય આવશ્યક છે.

"પણ સરકારે તમને જે હક આપ્યા છે તેનો ભોગવટો કરતાં શા માટે ડરો છો ? દાખલા તરીકે, તમારાં બાળકોને સ્પર્શ્ય વર્ગનાં

બાળકો સાથે એક શાળામાં બેસાડતાં શા માટે અચકાઓ છો?" તેઓના હકનું મણીલાલે સ્મરણ કરાવ્યું.

"ભાઇ, સરકારને શું? મિયાં બોલ્યા અને દાઢી હીલી. લોકો સાથે અમારે જીવન ગાળવાનું છે; સરકારને નહિ તો."

"તમે આમ ડર્યાં કરશો તો તમારો ઉદ્ધાર શી રીતે કરશો?"

"તમારા લોકોના દિલમાં હરિ વસશે ત્યારે અમારો દહાડો વળશે." પેલા વૃધ્ધે છેવટે પ્રભુમાં આશા અને શ્રદ્ધા મેલી ચર્ચા બંધ કરી.

આ પછી એક દિવસ રાત્રે મણીલાલે પોતાના ગામના લોકોની સભા ભરી, અને તેમાં પ્રસ્તાવ રજુ કર્યો:

"ભાઇઓ, આપણે અંત્યજો તરફની આભડછેટ દૂર કરવી જોઇએ. મહાત્મા ગાંધીનું કહેવું છે કે અસ્પશ્યતા દૂર કર્યા વગર મળેલું સ્વરાજ્ય તે ખરૂં સ્વરાજ્ય કહેવાશે નહિ. હમણાં ઇટાવામાં હું લાલાલજપતરાયનું ભાષણ સાંભળી આવ્યો, તેમાં તેમણે પણ ભારપૂર્વક કહ્યું હતું કે અસ્પશ્યતા એ આપણાં સામાજીક અંગમાં ઘર કરી બેઠેલો એક જીવલેણ કીડો છે, તેનો તો નાશ કર્યેજ છુટકો હવે એ બાબતમાં જેને કંઇ વાંધો હોય તે દર્શાવે."

"તે, મણીલાલ, તારો વિચાર શું છે તે કહી દે. તારે શું ધર્મને ડુબાવવો છે અને શાસ્ત્રો પર દિવાસળી મેલવી છે?" પ્રૌઢ વયનો એક કણબી બોલ્યો.

"ધર્મમાં અને શાસ્ત્રમાં તો કશે અસ્પશ્યતા છેજ નહિ..."

"ત્યારે શું આજ સુધી ચાલ્યું આવે છે અને ચાલ્યા કરે છે તે ધર્મ અને શાસ્ત્રની વિરૂદ્ધ?" મણીલાલને જવાબ આપતો અટકાવી કણબી વચ્ચે બોલ્યો.

"આજ સુધી ચાલ્યું આવ્યું છે તે ધર્મના અને શાસ્ત્રના કહેવાથી તો નથીજ. છતાં મારી દલીલ તો એ છે કે હવે જમાનો બદલાયો છે માટે આપણે પણ સમાજમાં યોગ્ય ફેરફાર કરવા..."

"તે નહિ બને. કાલે ઉઠીને તું તો એમ પણ કહેશે કે અંત્યજો સાથે બેસીને જમો, અથવા તેઓ સાથે દીકરીવ્યવહાર બાંધો." એક વૃદ્ધ અનાવિલે કહ્યું.

"કાલે ઉઠીને હું શું કહું, તે અનુમાન પડતું મેલોને. અત્યારે તો હું એટલુંજ કહું છું કે આપણે તેઓને અડવા જોઇએ. તેઓને કામ કરવા માટે ઘરમાં દાખલ થવા દેવા જોઇએ; તેઓનાં બાળકોને આપણાં બાળકો સાથે એક શાળામાં બેસવા દેવાં જોઇએ, મંદિરમાં તેમને ભકિત પૂજા કરવા પ્રવેશ કરવા દેવો જોઇએ અને સાર્વજનિક કુવામાંથી પાણી ભરવા દેવું જોઇએ." મણીલાલે ઓછામાં ઓછી માગણી રજુ કરી.

"અંત્યજોના અને આપણા સંસ્કાર કંઇ સરખા છે?" એક બ્રાહ્મણે કહ્યું.

"ત્યારે તમારા અને બીજી વર્ણોના સંસ્કાર પણ ક્યાં સરખા છે? તમે દુબળા, કોળી, કણબી, દરજી, હજામ વિગેરે કોમોને કેમ અડો છો?" મણીલાલે કહ્યું.

"અંત્યજોની વાત જુદી અને આ લોકોની વાત જુદી." બ્રાહ્મણે કહ્યું.

"પણ તે જુદી જુદી વાતોની હવે એક વાત કરવા પ્રયત્ન કરોને." મણીલાલે સૂચવ્યું.

"એ લોકો મલિન છે, માંસાહારી છે, અશુદ્ધ છે, અસ્વચ્છ છે..." બ્રાહ્મણે કહ્યું.

"કબુલ; પણ તમે તેઓને તેવા ને તેવા રાખવા માગો છો?" તમે બીજી કોમના મલિન, માંસાહારી, અશુદ્ધ અને અસ્વચ્છ લોકોને નથી અડતા?" મણીલાલે કહ્યું.

"ત્યારે તું શું એમ કહેવા માગે છે કે આપણે એ લોકોને અડવા માંડીશું એટલે તેઓ સુધરી જશે?" પેલા કણબીએ પાછો પ્રશ્ન કર્યો.

"જરૂર તમે આભડછેટ કાઢી નાંખશો, તમે તેઓને મેં પહેલાં જણાવ્યા એટલા ચાર પાંચજ હક આપશો તો તેઓ સ્વચ્છ થઇ જશે; વ્યસન, માંસાહાર બધું છોડી દેશે. તેઓના ઉદ્ધારનો પ્રથમ ઉપાયજ તેઓને સ્પશ્ય બનાવવાનો છે."

"ભાઇ, સરકાર પણ આપણને હંમેશાં કહી રહી છે કે તમે લાયક થાઓ એટલે સ્વરાજ્ય મળશે. તેમ અંત્યજો પોતે સુધરશે તો તેઓની અસ્પૃશ્યતા આપોઆપ ટળશે." અનાવિલ ગૃહસ્થે કહ્યું.

"સરકારને સ્વરાજ્ય આપવું ન હોય તેથી બહાનું બતાવે; તમારે અસ્પશ્યતા દૂર કરવી નથી તેથી તમે પણ બહાનું બતાવો છો. લોકોની લાયકાત તપાસવી હોય તો સરકાર એક વરસ રાજ્યકારભાર સોંપી જુએ. તમે પણ અંત્યજો કેવા સુધરી શકે છે તે જોવું હોય તો વરસ છ મહિના આભડછેટ દૂર કરી જુઓ." મણીલાલે ઉત્તર આપ્યું.

"વારૂ, કબુલ; ધારો કે આપણું ગામ તેમ કરે, તો પછી તેની સાથે બીજાં ગામો વ્યવહાર રાખશે કે?" એક વણિકબંધુએ મુશ્કેલી દર્શાવી.

"આર્થિક રીતે બધાં ગામો વ્યવહાર રાખશે......"

"પણ સામાજીક વ્યવહારનું શું? ખાસ કરીને બેટી વ્યવહારનું? ગામની બધી વર્ણોનો બહિષ્કાર નહિ થઇ જાય?" તે વણિકબંધુએ કહ્યું.

મણીલાલને જવાબ આપવાનું મન તો થઇ ગયું કે આપણે જ્ઞાતિબંધારણ તોડી નાંખીને માંહોમાંહેમાંજ તે વ્યવહાર પણ પાડી લેવો; પણ તે ઉત્તર અપ્રસ્તુત લાગવાથી તે બોલ્યો નહિ. તેને દેવજીભાઇનું કહેલું સાંભર્યું અને સાચું લાગ્યું કે જ્ઞાતિબંધારણ અને અસ્પશ્યતા જ્યારે નષ્ટ થશે ત્યારે બેઉ સાથેજ નષ્ટ થશે.

એ વિષય પર વળી કોઇ વાર ચર્ચા કરીશું કહી તેણે સભા વિસર્જન કરી.

## પ્રકરણ ૧૮ મું. સત્યાગ્રહ.

અસ્પૃશ્યતા દૂર કરવાનો ઠરાવ કરાવવામાં મણીલાલને પોતાનાં ગામમાં જેવી નિષ્ફળતા મળી તેવીજ નિષ્ફળતા તેને આસપાસનાં કેટલાંક ગામોમાં પણ મળી. અસ્પૃશ્યતાનિવારણને લગતાં તેનાં ભાષણો લોકો ખુશીથી સાંભળતા, સાંભળીને વખાણતા, પણ જ્યાં તે સંબંધી ઠરાવ રજુ થાય કે બધા એકસરખીજ મુશ્કેલી બતાવે. ઠરાવ થાય અને તે અમલમાં નહિ મેલાય તેના કરતાં ઠરાવ ન જ થાય એ બેહેત્તર એટલું તો તે સમજી શકતો પણ પોતાને જે સત્ય લાગે તેને રૂઢીની બીકથી આચારમાં મેલતાં ડરે એવી પ્રકૃતિની કેટલીક વ્યકિતઓ જોઇ તે નિરાશ થયો. પોતે પોતાના પ્રમાણિક વિચારને આચારમાં મેલવા તૈયાર હતો ત્યારે ખુદ અંત્યજો પણ તેને સાથ આપવા તૈયાર ન હોતા. ઊંચ વર્ણોમાં તેની પ્રતિષ્ઠા વધવાને બદલે ઘટી, તેની ફજેતી થવા લાગી, અને તેની વિદ્યા વગોવાવા માંડી.

હવે તેને લાગવા માંડયું કે કંઇ વ્યવહારૂ કાર્ય ન થઇ શકે તો ભાષણો ભરડયા કરવાનો પણ શો અર્થ? તેવામાં એક દિવસ રામભાઇ પટેલ તેને મળવા આવ્યા અને પ્રચારકાર્ય તો ચાલુજ રાખવું એવી સલાહ આપી. પોતાની સલાહની પૂર્તિમાં તે "નહિ કલ્યાણ કૃત્ કશ્ચિત્ દુર્ગતિં તાત ગચ્છતિ" એ શ્લોક પઢયા એટલે મણીલાલને સહજ હસવું આવ્યું.

"રામભાઇ, તમારી બધી વાતને અંતે એ શ્લોક તો બોલાવોજ જોઇએ, ખરૂં?"

"એ શ્લોકનો આશ્રય ન લો તો તમે જરૂર નિરાશ અને નિષ્ક્રિય પણ થઇ જાઓ તો."

એ અરસામાં દેશના મોટા ભાગમાં અને મણીલાલના જીલ્લામાં હિમ પડયું, સર્વ પાકનો નાશ થયો અને ખેડુતો આફતમાં આવી પડયા. જનતા સમક્ષ ભયંકર દુષ્કાળ ડોળા ઘુરકતો ઉભો થાય, જ્યારે મુખ્ય પ્રશ્ન તેઓનાં જીવનમરણનો બની રહે, ત્યાં પછી અન્ય વિષયનાં પ્રચારકાર્ય માટે અવકાશજ શેનો રહે?

એ વખતે તેણે પોતાના પિતાના ગણોતિયાઓનું ગણોત માફ કરાવ્યું અને અપાવી શકાય તેવી બીજી મદદ પણ અપાવી. જીલ્લાનાં દુષ્કાળપીડિત માણસોનાં સંકટનિવારણ માટે મોટાં શહેરોમાં અન્ન વસ્ત્ર અને નાણાં ઉઘરાવવાનું કાર્ય શરૂ થયું તેમાં તે સ્વયંસેવક તરીકે જોડાયો અને દોઢ બે મહિને દુષ્કાળનું સંકટ જરા શમ્યું ત્યારે તે પાછો ઘેર આવીને જરા પગ વાળીને બેઠો.

એવામાં (તા. ૨૯-૩-૨૯) રાષ્ટ્રસભાની પ્રધાનસમિતિએ અસ્પૃશ્યતાનિવારક પેટાસમિતિ નીમી અને તેના સભાસદો તરીકે ચૂસ્ત સનાતની પં. મદનમોહન માલવીય અને પ્રબુદ્ધ મારવાડી કોમના અને ગાંધીજીના ભકત એવા શ્રી. જમનાલાલ બજાજને પસંદ કર્યા. તે પછી થોડા દિવસમાં એટલે ચૈત્ર મહિનામાં એ બાબત ઉપર લોકમત કેળવવા પં. માલવીય મુંબઇ પધારી બે ત્રણેક ભાષણો કરી દેશના અન્ય ભાગમાં સિધારી ગયા. ત્યાર પછી બે ત્રણ મહિને મુંબઇના અંત્યજ બંધુઓએ દેવાલય પ્રવેશ માટે સત્યાગ્રહ કરવાનો પ્રસ્તાવ જાહેર કર્યો. આ સત્યાગ્રહને અંગે શહેરના

લોકોની લાગણી સમજવાનો અવસર મળશે એમ ધારી મણીલાલ મુંબઇ આવવા તૈયાર થયો.

એ સમયે તેના પિતાએ તેનાં લગ્નની વાત છેડી:

"મણીલાલ, આજ સુધી તો તું અભ્યાસ કરતો હતો એ બહાનું બતાવી અમે કન્યા દેવા આવનાર માણસોને પાછાં વાળતાં હતાં, પણ હવે તેં અભ્યાસ પૂરો કર્યો છે; એક વર્ષ તો ઘેર બેઠાં બેઠાં ખાધું છે, હવે તારે કંઇ પણ ધંધે ધાપે કે નોકરી ચાકરીએ ઠેકાણે પડવું જોઇએ."

"કન્યા દેવા આવનાર માણસોની વાત સાથે નોકરી ધંધાને શો સંબંધ છે?"

"એતો દુનિયાદારી રીતે એમજ બોલાય. ઠેકાણે પડવા માટે પરણવું એ આવશ્યક છે. નોકરી ચાકરીમાં ઠેકાણે પડયા હોય છતાં પરણ્યા ન હોય તે ઠેકાણે પડેલા કહેવાય નહિ."

"વારૂ, એ તો જેવો તમારો ખ્યાલ..."

"પરમેશ્વરે આપણને શું ઓછું આપેલું છે કે..."

"એમ કહોને કે આપણે બીજાઓનું આટોપી લેવામાં શી મણા રાખી છે કે..."

"મને એ શબ્દોની મારામારી નહિ જોઇએ..."

"ત્યારે સ્પષ્ટજ કહી દોને કે..."

"સ્પષ્ટજ છે કેની તો? આ ચોમાસું પૂરૂં થાય તેટલામાં કન્યા પસંદ કરવામાં આવશે અને આવતા શિયાળામાં લગ્ન લેવાં પડશે."

"એટલી બધી ઉતાવળ શી છે? પિતાજી, મારી વય કંઇ વીતી જતી નથી."

"તારી નહિ તો અમારી તો વીતી જવા આવી છે ને? ઘેર કોઇ દિવસ શુભ અવસર નહિ તો પછી જીવતરનું સાર્થક્ય પણ શું?"

"તમારે જીવતાંજીવત ઘરમાં હરતી ફરતી વહુ જોવી છે...",

"હા,...અમારી પસંદ કરેલી..."

'પિતાજી, આ સંવત ૧૯૮૫ ચાલે છે......"

"હા, અને ૧૯૮૬ માં લગ્ન થશે..."

"હું તે નથી ગણુતો. તમે જાણે હમણાં સંવત ૧૯૫૦ ચાલતો હોય તેવી રીતે બોલો છો..."

"એટલે?"

"એટલે એમ કે વર્તમાન સમયથી તમે અજાણ્યા છો..."

"તમે જુવાનિયાઓ જેટલું ભણ્યા નહિ હોઇએ, એટલોજ ફેરને?..."

"પણ એ બહુ મોટો ફેર છે."

"તેથી શું થયું?"

"તેથી એમજ કે તમે શરૂઆતમાં જે વાત કરી તેને તથા તે સંબંધી વિચારને છોડો..."

"અને?"

"અને કંઇ નહિ; ખોટી અહંતા અને મમતા છોડી સુખેથી શિવ શિવ ભજ્યા કરો."

"તારૂં લગ્ન થયા પછી નેમ કરીશ."

"ત્યાર પછી વળી માયાનાં બીજાં લફરાં વળગશે. અત્યારથીજ જરા પ્રભુમાં ધ્યાન પરોવોને."

"પણ......"

"પણ ને બણ કંઇ નહિ; પરણનારાં પરણી લેશે પોતાની મેળે. વૃદ્ધાવસ્થામાં તમારે એ ઉપાધિ શું કરવા જોઇએ?"

"ભાઇ, તને કંઇ વૈરાગ્ય આવ્યો છે?" વજીયા દેસણ થોડી વારથી વાત સાંભળતી હતી, તે બોલી.

"ના રે ના. પણ વરસવંટોળ પછી તમે જે કામ કરવાનાં હો તેની અત્યારથી ચિંતા શી?" મણીલાલે જવાબ આપ્યો.

"પ્રવાસ કરી આવ્યા પછી લાયકીથી વાત કરતાં તો શીખ્યો." મણીલાલના ત્યાંથી જતા રહ્યા પછી જીવણજીએ પત્નીને કહ્યું.

"ઘડાય એટલે બધા રીઢા થાય." વજીયા દેસણે કહેવત ઉચ્ચારી.

બીજે દિવસે મણીલાલ મુંબઇ આવ્યો.

મુંબઇમાં અંત્યજોનો મંદિર પ્રવેશનો સત્યાગ્રહ નિષ્ફળ નીવડયો. સત્યાગ્રહના ઠરાવની જાહિરાતે જે સનસનાટી ફેલાવી હતી તેવી સનસનાટી ખુદ સત્યાગ્રહથી થઇ શકી નહિ. એકેક દેવાલયો આગળ, કહેવાતા ધર્મચૂસ્ત સનાતનીઓ અત્યંજ બંધુઓને મારવા દોડયા; બધાં મંદિરોને બારણે ડાંગ સાથે વધારાના ભૈયાઓ બેસાડવામાં આવ્યા; ઘણાં દેવસ્થાનોને દરવાજે પાટિયાં લાગ્યાં: "માત્ર ઉંચ

વર્ણના હિંદુઓ માટે." "અંત્યજો માટે આ દેવાલય નથી." વિગેરે વિગેરે. ઘણાખરાં પૂજાસ્થાનો ખાનગી માલીકીનાં અથવા તો "ટ્રસ્ટ"નાં નીકળ્યાં. તેઓએ પાટિયાં લગાડયાં કે "કબજા પ્રવેશ કરનાર સામે કામ ચલાવવામાં આવશે." સનાતની રાજદ્વારી પુરૂષોએ અંત્યજો માટે લાગણી (!) દર્શાવવા તેઓને જુદાં મંદિરો બાંધી આપવા માટે નાણાં ઉઘરાવવા માંડયાં અને એકાદ જાહેર પુરૂષે રાજદ્વારી બાબતોમાં પોતાનું વર્ચસ્વ રહેવા દેવા માટે વર્તમાન પત્રોમાં મત જાહેર કરવા મહેરબાની કરી કે "હવે અસ્પશ્યંતાની વાત પંદર વીસ વર્ષનીજ રહેશે." પરંતુ કેળવાયેલાઓની કે કોઇની પણ એકે ટોળી એવી ન નીકળી કે જે અંત્યજ સત્યાગ્રહીઓનું નેતૃત્વ લે અને કોઇ પણ ભોગે તેમને દેવાલયમાં દાખલ કરાવે !

આ બધા બનાવો થોડા દિવસમાં ચલચ્ચિત્રવત્ પસાર થઇ ગયા, અને મુંબઇની પ્રજાનું દૃશ્ય હંમેશાં હોય તેવું સાધારણ થઇ ગયું.

અંત્યજો માટે અલગ દેવાલયો બંધાવી આપવાની સૂચના કરનારાઓ પ્રત્યે મણીલાલને તિરસ્કાર ઉપજ્યો. "અલગ દેવાલયો બાંધીને શું અસ્પશ્યંતાને યાવચ્ચંદ્રદિવાકરૌ કાયમ કરવી છે?" પોતાના મનમાં તે તેઓની સાથે લડવા લાગ્યો; "અને ધાર્મિક સ્થળોમાં પ્રવેશ કરવાના હક તે વળી અનામત રાખવા કેવા ? શું મંદિરો કંઇ બજારૂ વસ્તુ છે?" પ્રશ્ન ઉઠતાંની સાથે તેને ઇસા પયગમ્બરનું કથન સાંભર્યું: "મારા પિતાનાં ઘરને તમે બજાર બનાવી મેલ્યું છે!" પણ કોરડો લઇને બધા બજારૂઓને હાંકી શી

રીતે કહાય ? તેને સ્વામી દયાનંદની ઉગ્ર પ્રવૃત્તિઓનું સ્મરણ થયું. પોતાની અશક્તિનું ભાન થયું અને તેના મુખમાંથી ઉદ્‌ગાર નિસરી પડ્યો, "હે પ્રભો ! તું આ દેશમાં વધુ દયાનંદો ક્યારે સરજાવશે ?"

સ્વામી દયાનંદનું સ્મરણ થતાં તેના મનમાં બીજો તરંગ આવ્યો. "અંત્યજો શા માટે આર્યસમાજમાં ન જોડાય ? ત્યાં તેઓને મંદિરમાં પેસતાં કોઇ અટકાવતું નથી. તેઓની સાથે બેસવાની કોઇને છીટ નથી. આર્યસમાજીઓ ભાંડુ ગણીને તેમને ખુશીથી પાસે બેસાડે છે. તો પછી સનાતનીઓના દેવાલયોની તેઓએ પરવા શું કરવા રાખવી ? આર્યસમાજનાં મન્તવ્યો ઉંચા છે; રૂઢીઓ બુદ્ધિપુરઃસર છે; બે હજાર વર્ષથી જૈનોએ દાખલ કરેલું મૂર્તિપૂજાનું તુત કે જેનું તે વખતના બ્રાહ્મણોએ અંધ અનુકરણ કરી આર્ષ તત્વજ્ઞાન ઉપર કાળો પડદો નાંખ્યો હતો તે પડદો ચીરવા વિચારવંત હિંદુઓ જ્યારે મહા મહેનત કરી રહ્યા છે ત્યારે અંત્યજબંધુઓ તે પડદો પડેલો રહેવા દેવામાં જાણે મદદ આપે છે !"

"ધારો કે અસ્પૃશ્યતાનિવારણનો બાહ્ય દેખાવ થયેલો જોવા માટે તેઓ મંદિરોમાં જવા ચાહે," તેના વિચાર આગળ વધ્યા, "તો તેવો દેખાવ તો આર્યસમાજનાં મંદિરોમાં જવાથી પણ થઇ શકશે. વધુમાં, ત્યાં શિષ્ટ પુરૂષોના સમાગમનો તેમજ વિદ્‌તાભર્યાં પ્રવચનો સાંભળવાનો લાભ થાય તેમ છે. સનાતનીઓના દેવાલયોમાં જઇ શું તેઓ પુરાણોનાં ગપાટા સાંભળી અને વિલાસી મહારાજોના ચરણ સ્પર્શીને કૃતકૃત્ય થવા ઇચ્છે છે ?"

આવા વિચારો કરતો એક દિવસ તે કાલબાદેવી રસ્તેથી પસાર થતો હતો તેવામાં તેણે પોતાના અધ્યાપક શ્રી. ભોજવાણીને એક

પુસ્તક ભંડારમાં ઉભેલા જોયા. તેણે ભંડારમાં જઇ તેમને નમસ્કાર કર્યા. અધ્યાપક ભોજવાણી થોડાંક પુસ્તક ખરીદીને જવા નીકળ્યા, તેમણે મણીલાલને પણ સાથે લીધો.

"સાહેબ, વિદ્યાપીઠમાંથી જે સંસ્કાર લઇને બહાર પડયા તેનો વ્યવહાર જગતમાં મેળ બેસતો નથી..." રસ્તે ચાલતાં તેણે ફરિયાદ કરી.

"ભવિષ્યની પ્રજાનો મેળ બેસી શકે એ હેતુ ધ્યાનમાં રાખી, તમારાથી થાય તેટલું કરી છુટો." સ્મિત સાથે એટલું બોલી અધ્યાપક ટ્રામમાં ચઢી બેઠા.

મણીલાલે તેમની સાથે ન જતાં કોટ તરફનો રસ્તો લીધો, તેવામાં તેની પાસેથી પસાર થતી એક વિકટોરિયામાંથી તેણે પોતાનો પરિચિત અવાજ સાંભળ્યોઃ

"પિતાજી, જાણે મણીલાલ જેવું પેલું કોઇ જાય છે."

મણીલાલે ખંચાઇને પાછળ જોયું તો તેણે દેવજીભાઇને વિકટોરિયામાંથી ડોકું બહાર કાઢીને જોતા જોયા. ગાડી ઉભી રહી. તે ગાડી પાસે ગયો અને દેવજીભાઇ સાથે ઉમળકાથી હસ્તધૂનન કીધું.

"તમે તો બહારગામ જવાનું લખ્યું હતું ને ?" લીનાએ પૂછ્યું.

"મારાં ગામથી તો બહારજ આવ્યો છું ને." મણીલાલે ઉત્તર આપ્યું.

"મુંબઇ કયારના આવ્યા છો ? તમને મળવા......" લીના વાકય પૂરું કરી શકી નહિ.

"ઘણા દિવસથી આવ્યો છું..."

"ત્યારે અમને મળવા તો ન આવ્યા..."

"વારૂ, સાંજે આવીશ."

ગાડી હંકરાઇ ગઇ.

## પ્રકરણ ૧૯ મું. હકની મારામારી.

કોટમાં સોલિસિટરોની ઓફિસમાં કામ કરતા પોતાના બે ત્રણેક મિત્રોને બપોરની રજામાં મળી આવીને મણીલાલ સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલા એક મકાનમાં રહેતા પોતાના ફોઇઆત ભાઇ મોહનલાલને ત્યાં ગયો. મોહનલાલ સરકારના આવકવેરાઉઘરાત ખાતામાં નોકર હતા. થોડા વખતથી તેમની ઉત્તર વિભાગમાંથી મુંબઇમાં બદલી થઇ હતી. તેના ઓરડાના બારણાં અંદરથી બંધ જોઇ મણીલાલે આંગળી વડે બે ત્રણ ટકોરા કર્યા એટલે તરતજ તે ઉઘડયાં અને બારણાં ઉઘાડી બાજુએ ઉભી રહેલી દુર્ગા ઉપર તેની નજર પડી. "આ લોકો અહિં રહેવા આવ્યાં છે કે શું?" એમ પળ વાર લાગે ન લાગે તેટલામાં લખતાં લખતાં મેજ પરથી પીઠ ફેરવીને તેને આવકાર આપવા ઉભાં થતાં પોતાનાં મંછાભાભીને તેણે જોયાં. એજ વખતે સામી બાજુની બારીએથી પવનની લહર આવી અને મેજ ઉપરનાં કાગળીયાં ઉડીને ઓરડામાં જ્યાં ત્યાં પડયાં. મંછાભાભી તથા દુર્ગાને તે વણી આપવામાં સહાય કરતાં બે ત્રણેક કાગળો પરનાં લખાણ પર દૃષ્ટિ પડતાં તેણે પૂછયું:

"આ શું લખી રહ્યાં છો? ભાભી."

"સ્ત્રીઓના હક વિષે એક નિબંધ છે." મંછાએ ઉત્તર આપ્યું.

"પણ લેખિકાનું નામ તો સૌ. મંજુલા લખ્યું છે."

"તે મારૂંજ નામ છે. બહારગામમાં હું મંજુલાને નામે ઓળખાઉં છું."

"ત્યારે અહિં તમને મારે મંછાભાભીને બદલે મંજુલાભાભી કહીને બોલાવવાં?"

પ્રશ્ન સાંભળી દુર્ગાંથી હસી પડાયું.

"જુનું નામ જાણતા હોય તેઓને તે વાપરવાની છુટ છે." મંછાએ જરા પણ સંકોચાયા વગર જવાબ આપ્યો.

"સ્ત્રીઓના હકમાં પહેલો હક તમે કયો મૂકયો છે? નામ બદલવાનો?" મણીલાલે કહ્યું.

"હકોની યાદીમાં એ હક છે ખરો; પણ તેને પહેલો મૂકયો નથી."

"એ નિબંધ કયા છાપામાં પ્રગટ કરાવવાનાં છો? હિંદુસ્થાનમાં?"

"ના, ના, એ તો ગુણસુંદરી માસિક માટે લખ્યો છે."

"વારૂ, જ્યારે પ્રગટ થશે ત્યારે વાંચી લઇશું, બોલો, બધાંની તબીયત કેમ છે? ભાઇને મુંબઇનાં પાણી માફક આવે છે?"

"હા, સૌ સારી પેઠે છીએ ત્યારે તો લેખો લખવાની ફુરસદ મળે છે. મામાજી, મામીજી બધાં સારાં છે?"

"હા, સારાં છે. છોકરાં નિશાળે ગયાં છે?"

"છોકરાંને સાથે રાખ્યાં નથી, રમેશ અને બટુક ગામ તમારા ફુઆજી સાથે છે અને લલી તથા કમળી મારા બાપને ત્યાં છે."

"છોકરાઓ બાપના અને છોકરીઓ માની, એવી કંઇ વહેંચણ કરી છે શું?"

દુર્ગા વળી પાછી હસી પડી, પણ મંછાએ બેધડક જવાબ આપ્યો:

"વડીલો જીવતાં હોય અને બેઠાં બેઠાં ખાતાં હોય તો બાળકો ઉછેરવાનું કામ તેઓને સોંપવુંજ જોઇએ."

"અને વડીલો ન હોય તો?"

"તો વળી તેનો જુદો રસ્તો. આ લેખમાં અમે તે જણાવ્યો છે."

"તમે એટલે તમે એકલાંએ કે?..."

"નહિ, આ લેખ તૈયાર કરવામાં દુર્ગા બેનની પણ મદદ છે ને." દુર્ગા સહેજ શરમાઇ.

"બોલો તમે ચાહ પીશો કે કાફી?" મંછાએ દિયરની સરભરા પર ધ્યાન આપ્યું.

"એમાંથી એકે નહિ, સરભરા કરવી હોય તો દૂધ મંગાવો અથવા દહિં લાવો અથવા છાશ આપો..."

"છેક ગામડિયા રહી ગયા. વિદ્યાપીઠે તમને શિષ્ટાચારે શીખવ્યા છે કે નહિ?"

"કંઇ શીખવ્યું નથી..."

"લો, ત્યારે બેઠા બેઠા આ નિબંધ વાંચી કાઢો; એટલાંમાં અમે ટિફિનનું કંઇ કરીએ."

મંછાની નિબંધ વંચાવવાની આતુરતા મણીલાલ કળી ગયો. તેણે તે વાંચવા લીધો.

થોડીવાર પછી મંછા અને દુર્ગા લાડુ, ચેવડો અને દૂધના પ્યાલા લઇને આવ્યાં, અને ત્રિપાય પર તે બધું ગોઠવી તેની આસપાસ ખુરશીઓ પર બેસી આરોગવા લાગ્યાં.

"કેમ, નિબંધ કેવો લખાયો છે ?" મંછાએ પૂછ્યું.

"નિબંધમાં બે વસ્તુ તો મેં ધારેલી હતી તેજ નીકળી .."

"કયી ?"

"યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે...અને, કહે નેપોલીયન દેશને...એ અવતરણો તો સ્ત્રીઓને લગતા બધા લેખોમાં આવેજ..."

મંછાનું મુખ સહેજ ચોભિલું પડી ગયું અને દુર્ગાએ આંખ નીચે ઢાળી સ્મિત કર્યું.

"બાકીનું ઘણુંખરૂં તમારૂં મૌલિક અથવા નવિન લાગે છે." મણીલાલે કહ્યું.

"નિબંધ એકંદરે ઠીક છે કેની ? વાંચીને કોઇ હસે તો નહિ ને ?"

"હસનારાઓને તમે કયાં જોવા જવાનાં છો."

"હકો બરાબર દર્શાવ્યા છે ને ?"

"તે તો તમને જે જોઇતા હોય તે તમે જાણો."

"પણ ધારો કે કાલે ઉઠીને તમે પરણવા તૈયાર થાઓ અને તમને પરણનારી કન્યા આમાં લખ્યા પ્રમાણે માગણી કરે તો તમે તે કબુલ રાખો કે નહિ ?"

પ્રશ્ન સાંભળી દુર્ગાને દૂધ પીતાં પીતાં અસુતર જતું બચી ગયું.

"મોહનભાઇ પાસે તમે કેટલી માગણી કબુલ કરાવી છે ? દાખલા તરીકે પરણતાં પહેલાં તમે તેમની પાસે ડાકટરનું સર્ટિફિકેટ માગેલું ? ...ને તરત માબાપથી જુદા રખાવેલા ? પૈતૃક સંપત્તિનો હિસ્સો

લઇ લીધેલો? તેમનો વીમો ઉતરાવેલો? અને આ શું લખ્યુ છે?......"

મંછા જવાબ આપ્યા વગર બેસી રહી. મણીલાલે નિબંધમાંથી વાંચ્યું:

"પત્ની કંઇ વગર પગારની ભઠિયારણુ નથી. રોજને રોજ વખતસર રસોઇ કરી જમાડવાનું તેનાથી ન બને. પુરૂષો લખવા વાંચવામાં અને ફરવા હરવામાં જેટલો વખત ગાળે તેટલોજ વખત ગાળવાનો સ્ત્રીઓને પણુ હક છે....સ્ત્રી અને પુરૂષ બંનેને કામ કરવું પડતું હોય તો ઘરકામ માટે તેઓએ નિયમિત વારા બાંધવા ..." જરા હસીને મણીલાલે આગળ વાંચ્યું; "સ્ત્રીને જો ગૃહવ્યવસ્થા સોંપવામાં આવે અને પુરૂષ એકલો કમાતો હોય તો પોતાની કમાણીમાંની એક પાઇ પણ સ્ત્રીની પરવાનગી વગર તેણે ખર્ચવી નહિ...કોઇ પણ સંજોગમાં સ્ત્રીનું તે અપમાન કરી શકે નહિ, સ્ત્રી ઉપર હાથ ઉપાડી શકે નહિ, તેને ત્યજી શકે નહિ,... પરણ્યા પહેલાં દરેક કુમાર તથા કુમારિકાએ જાતિયશાસ્ત્રનો અભ્યાસ કર્યાનું પ્રમાણપત્ર અરસપરસ બતાવવું..." મણીલાલે ટીકા કરી: "આને સ્ત્રીઓના હક સાથે શો સંબંધ?...વારૂ" નિબંધ બંધ કરીને ઉંચો મેલતાં તેણે પૂછ્યું: "સ્ત્રીઓને માથે કંઇ ફરજ નાંખી છે કે એકલા હકોજ માગો છો?"

"હકો માગીએ છીએ શું? તે મેળવીશુંજ." મંછાભાભીએ લો. મા. તિલકના જેવા જુસ્સાથી બોલતાં કહ્યું, "અને ફરજો જેટલી પુરૂષની તેટલીજ અમારી, જો કે શારીરિક રચના પ્રમાણે તો અમારે એક પણ ફરજ માથે લેવી જોઇતી નથી .."

"ભાભી, હું તો હક અને ફરજની તમારી તકરારમાં કંઈ સમજી શકતો નથી..."

"એમના કહેવાનું તાત્પર્ય એ છે કે કોઈ પણ સંજોગમાં એમને પુરૂષનું સ્ત્રી ઉપર પ્રભુત્વ જોઈએ નહિ..." દુર્ગા સમજુતિ આપવાની રીતે કહેવા લાગી.

"તો સ્ત્રીએ પરણવુંજ નહિ કે કોઈ પ્રભુ થતો ન નીકળે..." મણીલાલ વચ્ચે બોલ્યો.

"તેમાં શું વળ્યું ? મંછાબેન તો દરેક સ્ત્રી પરણીને પત્ની નહિ પણ સ્વામિની બને એમ ઈચ્છે છે...સ્ત્રી કોઈ પણ જાતની ફરજ માથે લે કે ન લે, બજાવે કે ન બજાવે તો પણ તેનાં સ્ત્રીત્વનાં કારણથી અને તેનાં અબળાપણાંનો જરા પણ લાભ લીધા વગર જગતના તમામ પુરૂષોએ તેની સેવામાં શિર ઝુકાવવાની ફરજ સમજવી જોઈએ અને તેવી સેવા મેળવવાનો સ્ત્રીને કુદરતી હક છે એવો સિદ્ધાંત જગતમાન્ય થવો જોઈએ..." દુર્ગાએ વધુ વિવરણ કર્યું,

"ચાલો હવે એ ચર્ચા જવા દો. હું તમારી પ્રવૃત્તિને અભિનંદન આપું છું અને તેની સફળતા ઈચ્છું છું." કહી મણીલાલે ટુંકે પતાવ્યું.

એવામાં નીચે રસ્તાપર મોટરનું ભુંગળું વાગ્યું અને એક માણસ દુર્ગાને તેડવા આવ્યો.

"ચાલોને, તમે પણ સાથે; કાકાજી મોટરમાં હશે......" દુર્ગાએ મણીલાલને આમંત્રણ આપ્યું.

મણીલાલ દુર્ગા સાથે નીચે ગયો અને કલ્યાણજીને વંદન કર્યું. કલ્યાણજીએ તેને ક્યારે આવ્યા, કેટલું રહેવાના, ક્યારે જવાના, તેના માતપિતાની તબિયત કેમ છે વિગેરે પૂછ્યું અને પોતાની સાથે તેડી જવા આગ્રહ કર્યો, પણ બીજે સ્થળે જવાનું અગાઉથી નક્કી કરેલું જણાવી તેમની સાથે જવા મણીલાલે ના પાડી એટલે તેઓ ગયાં.

પછી મણીલાલે ઉપર જઈ મંછાને કહ્યું:

"ભાભી, નિબંધ લખવાના તમે આ શા ઢોંગ લઈ બેઠાં છો?"

"કેમ? તમે પુરૂષો લખો તો અમે ન લખીએ?"

"લખ્યાં, લખ્યાં તમે; ક્યાં સુધી ભણીને આવ્યાં છો તે મને ખબર ન હોય તે."

"હું જાણતીજ હતી કે લખવાનો જશ તમે મને નથી આપવાના. તમે દુર્ગાને ઓળખો છો?"

"હા."

"એ તમારી ભવિષ્યની સ્વામિની થવાની છે તે જાણો છો?"

"ના."

"એના પિતાને મામાજી સાથે કંઈ વાતચિત થઈ ગયેલી છે..."

"એ...મ?"

"તેથી અમે અહિં રહેવા આવ્યાં, ત્યારથી મારી સાથે એણે બહેનપણાં બાંધ્યાં છે."

"હા..."

"અને થોડા દિવસ ઉપર તમે રમેશના બાપુજીને કહ્યું હશે કે તમે કોઈવાર અહિં આવશો..."

"હા, મને રસ્તામાં એકવાર મળી ગયા હતા ત્યારે કહેલું..."

"તેથી દુર્ગા થોડા દિવસથી કોલેજેથી છુટે છે તેવી અહિં આવે છે..."

"શું કરવા ?"

"તે હું શું જાણું ? તમે બોલાવી હશે..."

"અરે ! ગાંડાં થયાં છો ? મારાથી પારકી છોકરીને પારકે ઘેર બોલાવાય ?"

"કેમ નહિ ! પ્રેમ હોય તો..."

મણીલાલ ચુપ રહ્યો.

"દુર્ગા સાથે એકાંતમાં વાત કરવા માગતા હો તો તેને તમે કહો ત્યારે બોલાવું..." મંછાએ સૂચવ્યું.

"ના, ના, ના. તેવું કંઇ કરતાં નહિ." મણીલાલ બોલી ઉઠયો.

"પરણવાનો વિચારજ હોય તો નકામા શરમાયા શાના કરો...."

"વારૂ, તમારે જે કહેવું હોય તે એક સામટું કહી દો. થોડી વાર બેઠો છું."

"કહેવાનું શું છે ? દુર્ગા સુંદર છે તે જોવાની આંખ તો તમનેય છે. ચાલાકીની પરીક્ષા કરવી હોય તો વાતચિત કરી જુઓ. સમજશકિત જાણવી હોય તો ગુણસુંદરીના આ અંકો વાંચવા લઇ જાઓ......"

"વકિલાત તો મઝેની આવડે છે!...ચાલો, બેસો. હવે હું જઇશ." કહી મણીલાલ જવા ઉઠયો.

"ડાયરી હોય તો નોંધી લો. આવતે રવિવારે અમારી લગ્ન તીથિ છે..."

"લગ્નતીથિ?..."

"હા, હા, લગ્નતીથિ. અમે વર્ષગાંઠ ઉજવીએ છીએ અને લગ્નતીથિ પણ ઉજવીએ છીએ."

"એમ; શું નોંધું? મંછાભાભીની લગ્નતીથિ; તમારાં એકલાંનીજ ને?..."

"શબ્દકોષમાં લગ્નની વ્યાખ્યા જોઇને આવજો. વખતસર આવી રહેજો; ભૂલી જવાનું બહાનું ચાલશે નહિ..."

"જી...." કહેતો તે વિદાય થયો.

ત્યાર પછી તે દેવજીભાઇને ત્યાં ગયો. દરવાજામાંથી દાખલ થતાં જે ખંડમાં જવાય ત્યાં લીના ખુરશી નાંખીને એકલી બેઠેલી હતી. મણીલાલને જોઇ તે બીજી ખુરશી લઇ આવી અને તેને પોતાની પાસે બેસાડયો. અંદરના ખંડમાં કંઇ મસલેહત ચાલતી હોય તેવું તેને લાગ્યું. તેણે પૂછયું:

"અંદર શાની ચર્ચા ચાલી રહી છે?"

"જરા કાન દઇને સાંભળોને. બધું જણાઇ જશે."

## પ્રકરણ ૨૦ મું. વિષમતાનું ઝેર.

મુંબઈમાં મંદિરપ્રવેશનો સત્યાગ્રહ નિષ્ફળ નીવડયાથી અંત્યજ બંધુઓ નિરાશ થઈ ગયા નહોતા. તેઓના કેટલાક આગેવાનોએ પુને જઈ ત્યાં પાર્વતીના દેવાલયમાં સત્યાગ્રહ કરાવવા માંડયો; પાછળથી કેટલાકોએ નાસિક જઈને ત્યાં ઝુંબેશ ઉપાડી; વર્ધા, નાગપુર, સતારા તેમજ બીજાં કેટલાંક શહેરોમાં દેવસ્થાનોમાં દાખલ થવાનો હક તેઓએ મેળવ્યો અને કેટલાંક સ્થળોએ ઉદારતાથી તેઓને તે હક આપવામાં આવ્યો. વર્તમાનપત્રો દ્વારા લોકમત કેળવવાનું કામ તો ગાંધીજીએ શરૂ કરેલું તે ચાલુજ હતું તો પણ એ વર્ગના કેટલાક યુવાનો ઠેર ઠેર સક્રિય હિલચાલ ઉપાડવાના અને તેને હંમેશ માટે ચાલુ રાખવાના ઉપાયો શોધવાના પ્રયત્ન કરતા હતા.

મણીલાલ તે દિવસે સાંજે દેવજીભાઈને ઘેર ગયો ત્યારે દલિત વર્ગના ચાર પાંચ યુવકો તેમની સાથે એ વિષયની મંત્રણા કરતા હતા.

"જો મંત્રણા ખાનગી હોય તો હું અહિં બેસીને સાંભળવા માગતો નથી." મણીલાલે લીનાને કહ્યું.

"તમે આવો તો અહિં બેસાડવા પિતાજીએ મને રજા આપી મૂકી છે." લીનાએ જણાવ્યું.

"આપણાં બાળકોને પોતાની શાળામાં પણ ન બેસવા દે? એ હિંદુઓ સમજે છે શું?" અંદરના ખંડમાં બોલાયું.

"કેટલાંક ગામોની મને તો એવી ખબર મળી છે કે શાળાના વડાશિક્ષક, પટેલ તેમજ તલાટી અંત્યજ બાળકોને સરકારી ફરમાન

અનુસાર શાળામાં બેસાડવા લાગ્યા ત્યારે આપણા જ્ઞાતિબંધુઓએ બાળકોને શાળામાં મોકલવા ના પાડી." દેવજીભાઇએ કહ્યું.

"કારણ ?"

"કોઇ વિઘ્નસંતોષીઓએ એવી અફવા ઉપાડી કે ઉંચ વર્ણના હિંદુઓમાં કન્યાનો તોટો છે એટલે કન્યા મેળવવા તેઓ આપણી અસ્પસ્યંતા દૂર કરવા તૈયાર થયા છે...." દેવજીભાઇએ ઉત્તર આપ્યું; "રાષ્ટ્રવાદીઓ સામે પણ એવા આક્ષેપ થયા છે તો."

"અફવા સાચી હોય તો વિચાર કરવા જેવું તો ખરું." એક યુવક બોલ્યો.

"શું વિચાર કરવા જેવું ? તમે અસ્પસ્યંતા દૂર કરાવવા સક્રિય ઉપાય તો શોધી રહ્યા છો..." દેવજીભાઇએ કટાક્ષમાં કહ્યું.

"હા, તેથી શું તેઓને કન્યા આપી દઇએ ?" બીજા યુવકનો અવાજ જણાયો.

"તમે એમ માનો છો કે હમણાંનો હિંદુ સમાજ તમે કન્યા આપવા જાઓ તો પણ સ્વીકારે તેવો છે ?" દેવજીભાઇએ દલીલ રજુ કરી.

"કોઇ કોઇ કન્યા સ્વીકારનારા નીકળે પણ ખરા." પહેલા યુવકે કહ્યું.

"તેથી શું દલિત વર્ગમાં કન્યાનો તોટો પડી જશે અથવા અંત્યજ કુમારો કુંવારા રહી જશે ?" દેવજી ભાઇએ દલીલ આગળ વધારી, "સ્પર્શ્ય વર્ણના હિંદુઓ મોટી સંખ્યામાં આપણી કન્યાઓ પરણી જાય તો તમે એમ માનો છો કે તે પછી અસ્પર્શ્યતા રહેશે ?"

"એટલે શું સ્પૃશ્ય થવા આપણે દીકરીઓ દઈ દેવી ?" એક યુવકે જરા તપીને કહ્યું.

"સ્પૃશ્ય થયા પછી તમને કન્યાઓ નહિ મળશે?" દેવજીભાઈએ કહ્યું.

"તે લોકો આપણને ન આપે." યુવકોના પક્ષ તરફથી એક જણુ બોલ્યું.

"તમે મોટી હિલચાલ ઉપાડવાની વાતો કરો છો અને વિચાર સંકુચિત રાખો તે કેમ ચાલશે ?" દેવજીભાઈએ કહ્યું; "જો સમાજમાં ઉંચનીચનો ભેદ કાયમ રહેશે તો તો કેમેકરી અસ્પૃશ્ય-તાનું નિવારણ થશે નહિ; જ્ઞાતિમાં જકડાયેલા રહેવાથી ઉંચ વર્ણના આપણા હિતેચ્છુઓથી પણ આપણું હિત થઇ શકતું નથી."

"જ્ઞાતિ અવિચ્છિન્ન રહે અને આપણે સ્પૃશ્ય થઈએ તે બનવા જોગ છે કે નહિ ?" યુવકપક્ષે પૂછાયું.

"આપણે સ્પૃશ્ય થઈશું ત્યારે હિંદુઓમાં જ્ઞાતિબંધારણ નહિ રહે અને હિંદુઓમાં જ્ઞાતિબંધારણ રહેશે ત્યાં સુધી આપણે સ્પૃશ્ય થઈશું નહિ." દેવજીભાઈએ સમજાવ્યું.

"એટલે ?"

"આપણને સ્પૃશ્ય ગણવા પહેલાં હિંદુઓનું માનસ વિશાળ થવું જોઈશે અને વિશાળ માનસ થતાં તેઓ પોતામાં જ્ઞાતિભેદ રાખી શકશે નહિ. તે કારણથી સ્પૃશ્ય થઈએ ત્યારે આપણને તેઓમાં મળીજ જવું પડશે......"

"હમણાં ઉંચ વર્ણના હિંદુઓ જેમ પોતાની સાથે હલકી વર્ણના હિંદુઓને, કોળી, દુબળા, વિગેરેને વસવા દે છે તેમ આપણને હલકી જ્ઞાતિ ગણીને પણ સાથે વસવા નહિ દઇ શકે?"

"હું નથી ધારતો કે તેમ થાય. ધારો કે તેવી યોજના લાવવામાં આવે તો તેમાં આપણને ઉંચવર્ણો કરતાં અભણ નીચવર્ણોનોજ ભારે વિરોધ સહન કરવો પડે."

"ત્યારે આપણે સક્રિય પગલાં શાં ભરવાં? તે બતાવો ને. અગાઉથી જાહેર કર્યા વગર આપણે ટોળાંબંધ દેવળોમાં ધુસી જઇએ?"

"તે સત્યાગ્રહ નહિ કહેવાય. તેમ કરવામાં આપણો ભક્તિભાવ પણ શો? તેમ કરવાથી તો મારામારી થશે."

"જે દેવળોમાં આપણને પેસવા દેવામાં નહિ આવે તેમાં વળી દેવ કેવા?" એક યુવક બોલ્યો.

"આબાદ મારોજ વિચાર." મણીલાલે લીનાને કહ્યું.

"માટે તદ્દન શાંતિપૂર્વક સત્યાગ્રહજ કર્યા કરવો. મારામારી કરીને ધુસવા કરતાં દેવળના દરવાજા આગળ ટોળાંબંધ બેસીને લાંઘણ કરવી સારી." દેવજીભાઇએ સૂચવ્યું.

"તળાવ કુવા વાપરવાનો શો પ્રબંધ કરવો?" સામા પક્ષ તરફથી પૂછાયું.

"ત્યાં પણ દેવળની માફકજ સત્યાગ્રહ કરવો. અલગ કુવા બંધાવી આપવામાં આવે તો પણ જાહેર કુવા તળાવ વાપરવાનો હક તો મેળવવોજ."

"એટલે કે સત્યાગ્રહ માટે કેટલાંક માણસોએ ભૂખે કે તરસે મરી જવા તૈયાર થવું..."

"ભોગ લીધા વગર અસ્પશ્યંતા ટળે એમ મને તો નથી દેખાતું."

"આપણે એ લોકોની સ્વરાજ્યની લડતમાં આડે આવીએ તો?"

"તો સ્વરાજ્ય મળતાં જેટલું મોડું થશે તેટલું મોડું આપણી અસ્પશ્યંતા દૂર થવામાં પણ થશે."

"પણ ધારો કે બ્રિટિશ સરકાર એ લોકોને સ્વરાજ્ય આપી દે તો..."

"એવું ખોટું હું ધારતો નથી તો. દેશનું એકે એક માણસ જાગૃત થશે અને કંઇ કરી બતાવશે ત્યારેજ સ્વરાજ્ય મળશે. બ્રિટિશ સરકાર કે કોઇ પણ સરકાર એમને એમ આપી દે નહિ."

"ધારો કે તમે કહો તેમ થાય અને એ લોકો સ્વરાજ્ય મેળવે છતાં અસ્પશ્યંતા ન ટાળે તો?"

"જે માણસમાં રાષ્ટ્રિય ચેતના આવશે તે અસ્પશ્યંતાને માનશે પણ નહિ. અને રાખશે પણ નહિ. લોકજાગૃતિમાં આપણું કલ્યાણ સમાયેલું છે."

"તે બધી પ્રજામાં જાગૃતિ આવતાં તો કદાચ જમાનાઓ જોઇએ..."

"હવે જમાનાઓ જોઇવાના નથી. એકવાર એક વિચાર પ્રગટ થયો, પ્રવૃદ્ધ થયો અને પુષ્ટ થયો કે તે મોડો વહેલો આચારમાં મૂકાવાનોજ. આપણા વસવાટની અલગતા ટળવા પહેલાં ભયંકર રાજ્યદ્વારી વિપ્લવ થશે. આપણને મંદિરમાં જવાના હક મળશે ત્યારે કદાચ મંદિરોનું અસ્તિત્વ પણ ન રહે..."

"અમે તમારી પાસે સલાહ પૂછવા આવ્યા ત્યારે તમે તો કલ્પનાને ઘોડે ચઢવા લાગ્યા..."

"ત્યારે મારી સલાહ એજ છે, દીકરાઓ, કે તમારે જે કરવું હોય તે કરો, પણ તે શાંતિ અને અહિંસાપૂર્વક તથા સત્યનો આગ્રહ રાખીને કરજો...હિંદુઓ સાથે મારામારી નહિ કરતા; અને પ્રથમ આપણાજ જ્ઞાતિબંધુઓને જાગૃત કરવા પર ધ્યાન આપો તો સારૂં..."

ત્યાર પછી ચાહપાણી થયા બાદ ચળવળીઆ યુવકો વિદાય થયા.

"દેવજીભાઇ, તમે યુવકોનો જુસ્સો આવી રીતે મારી નાખો તે ઠીક કરો છો ?..." મણીલાલે પૂછ્યું.

"મણીભાઇ, મારા મગજમાં હમણાં અનિષ્ટ વિચારોનું આક્રમણ થઇ આવ્યું છે. તેથી આપણે હવે વાતજ ન કરીએ તો સારૂં." દેવજીભાઇ કંઇ વિચિત્ર રીતે બોલ્યા.

"ત્યારે હું રજા લઉં છું." મણીલાલે દેવજીભાઇના મોઢાં ઉપર નજર ફેરવી કહ્યું.

"રજા આપો તો હું સિનેમા જોવા જાઉં; સંત તુકારામની ફિલ્મ છે. દોઢ બે કલાક એકાંત મળ્યાથી તમને શાંતિ થશે." લીનાએ સૂચવ્યું.

"જોઇએ તો બેઉ જણાં જાઓ." કહી દેવજીભાઇએ પાંચ રૂપીઆની નોટ લીનાને આપી.

"દેવજીભાઇને થઇ શું ગયું ? સવારે તો ખુશમિજાજમાં દેખાતા હતા..." સિનેમા જોવા જતાં મણીલાલે લીનાને પૂછ્યું.

"તમારા આવ્યા આગમચ ભયંકર પ્રકારની દરખાસ્તો ચર્ચાઇ હતી તો......"

"એમ? ભયંકર એટલે કેવીક?......"

"વર્ણાશ્રમધર્મની હિમાયત કરનારાં પુસ્તકો તથા મનુસ્મૃતિની જાહેરમાં હોળી કરવાની અને કેટલાંક હિંસાત્મક કામ કરવા ગુપ્ત મંડળીઓ સ્થાપવાની વિગેરે વિગેરે......"

"હા..."

"પછી ઇતિહાસ, સમાજશાસ્ત્ર, મનુષ્યવંશશાસ્ત્ર, વિગેરેનાં તત્ત્વો સમજાવી તેઓને મહા મહેનતે રાષ્ટ્રવાદ પર નાંખ્યા..."

સિનેમા થિયેટર દેવજીભાઇનાં ઘરથી થોડુંજ છેટું હતું. વાતમાં ને વાતમાં તે આવી ગયું એટલે લીનાએ મણીલાલને પૈસા આપી તેને માટે ગમે તે વર્ગની અને પોતા માટે સ્ત્રી વર્ગની ટિકિટ લેવા કહ્યું.

"દેવજીભાઇને ખરાબ માનસિક સ્થિતિમાં છોડી આપણે સિનેમા જોઇએ તે સારૂં કહેવાય?" મણીલાલે લથડતે સાદે વાંધો બતાવ્યો.

"હું મારા પિતાનો સ્વભાવ જાણું છું, તમારે સિનેમા ન જોવો હોય તો તમે જઇ શકો છો." લીનાએ બેપર્વાઇથી કહ્યું.

"તેમની ચિંતા ન હોય તો મને સિનેમા જોવાનો વાંધો નથી. આપણે બેઉ માટે એકજ વર્ગની ટિકિટ લઉં તો?"

"તો તમને સ્ત્રી વર્ગમાં કોણ બેસવા દેશે?" લીનાએ હસીને કહ્યું: "વારૂ, વારૂ, ગમે તેવી ટિકિટ લઇ આવો."

મણીલાલે પહેલા વર્ગની બે ટિકિટો લીધી અને તેઓ થિયેટરમાં જઇને બેઠાં. શનિવાર રવિવારના દિવસો ન હોવાથી ઉપલા વર્ગોમાં ભાગ્યેજ કોઇ પ્રેક્ષક જણાતું હતું. પહેલા વર્ગમાં તો તે બે જણ સિવાય ત્રીજું કોઇ નહોતું.

"તમે મુંબઇ પાછા ક્યારના આવ્યા છો?" લીનાએ પૂછ્યું.

"બહુ દિવસો થયાં." મણીલાલે જવાબ આપ્યો.

"રહો છો ક્યાં?"

"એક અજ્ઞાત જગાએ. સ્વતંત્ર."

"કરો છો શું?"

"ખાઇ પીને ફરૂં છું, પુસ્તકાલયોમાં વાંચું છું, સભાઓમાં હાજરી આપું છું."

"અને કરવા શું માગો છો?"

"સમાજ સેવા; હાલ તુરત ભારતસેવક સંઘમાં જોડાવા માટે અરજી કરેલી છે પણ હજી જવાબ મળ્યો નથી."

"એ લોકો કામચલાઉ કાર્યકર્તાઓ નથી રાખતા...તેમને જીંદગીભરના કાર્યકર્તાઓ જોઇએ છે."

"તેવું વચન હું નહિ આપી શકું."

એટલામાં ત્રીજી ઘંટડી વાગી અને સિનેમા શરૂ થયો.

"તમે તુકારામનું જીવનચરિત્ર જાણો છો?" લીનાએ પૂછ્યું.

"એટલુંજ કે તે શિવાજીના વખતમાં થઇ ગયા હતા અને મોટા ભક્તકવિ હતા; એકવાર શિવાજીએ તેમને પૂજ્યભાવથી આમંત્રણ કરીને બોલાવ્યા હતા તો પણ તે ગયા નહોતા......"

થોડાંક દશ્યો જોઇને મણીલાલે કચવાઇને કહ્યું:

"તમને આવા સિનેમા જોવા કેમ ગમે છે?"

"શા માટે નહિ? તમારા સામાજીક ચિત્રપટો સાથે અમને શો સંબંધ?......" લીનાના અવાજની ઉગ્રતા અંધારાને લીધે તેનાં મુખ પર ન જોઇ શકાઇ.

"એટલે?"

"તમને યુરોપિયન સમાજની ફિલ્મો જોવા ગમે છે?"

"ગમે તો ખરી, પણ તેના કરતાં ભારતવર્ષનાં સામાજીક ચિત્રો દર્શાવતી ફિલ્મો વધારે ગમે."

"તેનું કારણ?"

"પારકાંનું કરતાં પોતાનું જોવું સારૂં લાગે; એમ તો સંગીત પણ યુરોપિયન ગમે તેવું સારૂં હોય તોય આપણા કાનને ન રૂચે, દેશી સંગીત હોય તો તરત કાન મંડાય જેવા કાન તેવીજ આંખ."

"તેજ પ્રમાણે તમારાં સામાજીક ચિત્રપટો ગમે તેટલાં સારાં હોય તોય અમારી આંખને તે ન રૂચે, કારણ કે અમારે માટે તે પરદેશી નહિ તો પણ પરકીય છે. જે સમાજમાંથી આપણે બહિષ્કૃત અને હડધૂત થયેલાં હોઇએ તે ઝેર જેવા લાગે. તમે કદાચ યુરોપિયન સંસારનું ચિત્ર તટસ્થ વૃત્તિથી જોઇ શકો પણ અમે સ્પસ્ય હિંદુ સંસારનું ચિત્ર તેવી વૃત્તિથી પણ જોઇ શકતાં નથી."

"એમ તો તમને હિંદુસંસારવિષયક સાહિત્ય પણ વાંચવું ન ગમે..."

"વાંચીએજ નહિ તો. તમારી નવલકથાઓ અને નવલિકાઓના નાયકો અને નાયિકાઓ અમારાં હૃદયના ભાવોને જરા પણ સ્પર્શી શકતાં નથી..."

અત્રે દશ્યાંતર થતાં બેચાર પળ બત્તીનો પ્રકાશ રહ્યો તેટલામાં મણીલાલે ક્રોધથી લાલચોળ થઇ ગયેલો તેનો ચહેરો જોઇ લીધો.

"જરા સ્પષ્ટતાથી સમજાવશો?" મણીલાલે લીનાની મનોદશા સમજવા પૂછ્યું.

"અમારૂં વાસ્તવિક જીવન એવા પ્રકારનું થઇ ગયું છે કે અમને હિંદુ સમાજ, તેનું સાહિત્ય, તેના ધર્મો, તેનું તત્ત્વજ્ઞાન, તેના રીતરીવાજો સર્વ પરકાયજ લાગે છે. હિંદુ સમાજ સાથેનો અમારો સર્વ સંબંધ તે અપમાન અને તિરસ્કાર સહન કરવાનો; હિંદુ સાહિત્યમાંથી કંઇ પ્રેરણા મળે તો તે વ્યવહારમાં અમને તદ્દન નકામી; તેમાં નામ નિર્દેશ છેલ્લાં આઠ દશ વર્ષથી સહેજ સહેજ થવા લાગ્યો છે; અમારાં જીવનની દયાપાત્રતા કશેક કશેક નવલિકાઓમાં વર્ણવવા લાગી છે; એટલુંજ; બાકી કોઇ પણ નવલકથા એવી નથી કે જેમાંના પાત્રો સાથે અમે તન્મયતા અનુભવી શકીએ. મુન્શીના સ્વપ્નદષ્ટા સાથે તમે તન્મય થાઓ તેમ દલિતવર્ગનો યુવક ન થાય; તમારા યુવકો સરસ્વતીચંદ્ર જેવા તરંગ કરી શકે, તમારી બહેનોને અને સગીઓને મંજરી, કુમુદ કે કુસુમ જેવી થવાની પ્રેરણા મળે, પણ અમારી સામે અભિલાષાજ ઉત્પન્ન ન થાય એવી વાસ્તવિકતા પડેલી હોય ત્યાં અમારે માટે તેમાંથી પ્રેરણા કેવી, તન્મયતા કેવી અને વાંચનનો આનંદ શાનો? બધું એવું વિષમ લાગે કે જાણે જીવનનો અંત આણીએ."

"વાંચવાની ના પાડો છો, પણ બધું વાંચ્યું તો લાગે છે..."

"ચાલો હવે થોડી વાર ચૂપ બેસીએ. આ દૃશ્યો જોવા જેવાં છે..."

દૃશ્યો જોવા થોડી વાર શાંત બેસી રહ્યા પછી મણીલાલ બોલ્યો:

"ત્યારે તમને હિંદુ સંસારનાં દૃશ્યો જોઇને આનંદ મળે છે?"

"હા, જરૂર, કેમકે તુકારામ મનુષ્ય છે, વૈશ્ય નથી, બ્રાહ્મણ નથી, હિંદુ નથી. એને કંઇજ ભેદાભેદ નથી. ભેદાભેદ ભૂલી જઇને માણસજાત પ્રત્યે દયાની લાગણી ઉત્પન્ન થાય છે તે એવા મહાત્માઓને લીધેજ. તેથીજ અને પિતાજીને ખાતર હિંદુ ધર્મ પ્રત્યે કંઇક આકર્ષણ રહે છે; નહિ તો અસ્પશ્યતા સહન કરવી પડે. એવા માનહીણા ધર્મ અને સમાજમાં હું તો કદી ન રહું..."

"નહિ તો શું કરો?"

"જોતા નથી અમારા લોકો ખ્રિસ્તિ થાય છે તે! ખ્રિસ્તિ થયા પછી તેઓને ગામમાં રહેવા ઘર મળે છે, તેઓ શિક્ષક શિક્ષિકાઓ થઇ શકે છે, અને અપમાન તથા તિરસ્કારથી મૂક્ત થાય છે..."

"તમે પણ ખ્રિસ્તિ થાઓ?"

"થાઉં અને બીજાને પણ કરૂં. સમાનતાના સિદ્ધાંતપર જીવન પ્રણાલિકા સ્થાપવી એ વાત પહેલી અને ધર્મના ધતિંગ પછી. ધર્મ એ વ્યક્તિની માનસિક વૃત્તિ છે. જેને જે ગમે તેવી વૃત્તિ તે રાખે. હિંદુઓ પોતાનાં તત્ત્વજ્ઞાનનાં ગમે તેટલાં બણગાં ફુંકે પણ પશ્ચિમના દેશોમાં તેમને કોઇ ગણે છે? વખત જતાં બધા આડંબરી ધર્મોજ ધોવાઇ જશેને!"

"એમ ધારતાં હો તો પછી ધર્મ બદલવાનું શું કારણ ?"

"માણસ તરીકે જીવવા. કુતરાં બિલાડાંથી પણ હલકી કોટિમાં અમારે રહેવું નથી..."

"દેવજીભાઇના વિચાર તમારા જેવા જ છે ?"

"મારા જેવા હોત તો હમણાં ખુણામાં ભરાઇને પ્રાર્થના કરવા ન બેસત."

"શું કહ્યું ?"

"આજે સવારે એવો બનાવ બન્યો કે અમારો એક જ્ઞાતિબંધુ કારખાનામાં કામ કરતા પોતાના એક ઘાટી દોસ્ત સાથે અને તેનાજ લઇ જવાથી હિંદુ હોટેલમાં ચાહ પીવા દાખલ થયો. ત્યારે કોઇ ઘરાક બોલ્યું કે એ તો અંત્યજ હતો એટલે હોટેલવાળાએ તથા બીજાં ઘરાકોએ તેને માર્યો. હિંદુ રહેવાનો અને હિંદુને વકરો કરાવવાનો આ ફાયદો ! આ વાત જાણી પિતાજીને દુઃખ લાગ્યું; તોપણ યુવકો સાથેની મંત્રણામાં તેમણે હિંદુઓ જાગૃત થઇ જશે એટલે મોર મારી દેશે એવો વિશ્વાસ તેઓમાં ઉપજાવ્યો; જેવી રીતે વિનીત પક્ષના રાજ્યદ્વારીઓ બ્રિટિશજનતાની ઉદારતા અને ન્યાય પરાયણતામાં વિશ્વાસ રાખવા કહે છે તેમ. તેઓ બ્રિટિશ પ્રજાની જાગૃતિની રાહ જોવડાવે છે; પિતાજી હિંદુઓની જાગૃતિની રાહ જોવડાવે છે...."

"તમે તેમાં નથી માનતાં ?..."

"જરાપણ નહિ..."

"ત્યારે તમે શું કરો ?..."

"દેશી કોઇ એવી ચળવળ ચાલુ રાખવી જોઇએ કે બ્રિટિશો એની મેળે જાગી જાય અને અંત્યજોએ કંઇ એવું કર્યા કરવું જોઇએ કે જેથી હિંદુઓ બેજાર થઇ જાય..."

"તમે આવા વિચારો કરવા શીખ્યાં ક્યાંથી ?"

"નાની હતી ત્યારે મને કન્યાશાળામાં બેસવા દેવા ના પાડવામાં આવી ત્યારથી..."

'ત્યારે તમે કેળવણી ક્યાં લીધી ?"

"ખ્રિસ્તિ મિશનરી સંસ્થામાં."

સિનેમા જોવામાં મણીલાલનું ચિત્ત ચોંટયું નહિ. આ છોકરી તે જેવી રાંક અને દયાપાત્ર ગણતો હતો તેવી નહોતી એ જોઇ તે આશ્ચર્ય પામ્યો. પંદર મિનિટના વિસામા વખતે તેની સાથે તે બહાર નીકળ્યો ત્યારે તે તેને જુદાંજ સ્વરૂપમાં દેખાઇ. તેની ચમકતી આંખ વિશ્વને જાણે તણુખલાં સમાન લેખતી હતી. તેની બેસવાની અદા બેપર્વાઇ સૂચવતી હતી. તેની બોલવાની ક્રિયામાં શ્વાસે શ્વાસે આત્મવિશ્વાસ નીકળતો હતો. તેની અલગતા જાળવવાની રીતમાં સ્વાશ્રય જણાતો હતો. તેની ચાલવાની છટામાં દૃઢતાનું સૂચન થતું હતું. મુખમંડળ પર કાર્યશીલતાનો ગર્વ છવાયો હતો, છતાં એ બધાંને ઢાંકી દે તેવી સ્ત્રીત્વની મૃદુતા હતી.

સિનેમાનાં બાકીનાં દૃશ્ય જોતી વખતે લીનાએ તુકારામના અભંગો વિષે મણીલાલને ખ્યાલ આપ્યો. મણીલાલે પૂછયું:

"તમે આટલી વયમાં બધું સમજ્યા શી રીતે ?"

"મારા પિતા ભકિતમાર્ગી હોવાથી મળવા આવનારાઓ સાથે વાતોજ એવી ને એવી થયા કરે કેની ? અને મરાઠી તો મનેય સારી આવડે છે." લીનાએ ઉત્તર આપ્યું.

સિનેમા પૂરો થયા પછી મણીલાલે કહ્યું:

"તમને ઘર સુધી પહોંચાડવા આવું ?"

"તમારી આ સન્માનની લાગણી પ્રશંસનીય છે," લીનાએ સ્મિત કરીને કહ્યું, "પણ હું એકલી જઇશ."

## પ્રકરણ ૨૧ મું. નિકાલ.

બીજે દિવસે સાંજે મણીલાલ દેવજીભાઇને મળવા ગયો ત્યારે તે હજી નોકરી પરથી આવેલા નહોતા. લીના તેમની રાહ જોતી એકલી બેઠી હતી.

"હજી દેવજીભાઇ આવ્યા નથી?" તેણે પૂછ્યું.

"ના. બેસોને, થોડી વારમાં આવશે." જવાબ મળ્યો.

એકએક મિનિટ બેઉ જણ ચૂપ બેસી રહ્યા પછી મણીલાલ બોલ્યો:

"ખોટી સન્માનની લાગણીનું પ્રદર્શન કરેલું નહિ લાગે તો તમને એક વાત કહું."

"શું?" લીનાએ જીજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"એ કે તમે મારી ઉપર લખેલા પત્રો બહુ સુંદર હતા."

"હા..."

"શૈલી એવી સરળ અને વિવિધ વિષયોની ચર્ચા એવી વિદ્વતાભરી..."

"ટૂંકમાં એમ કહોને કે હું વિદુષી અથવા પંડિતા છું." કહી તે હસી.

"એ પત્રોનો સંગ્રહ છપાવવામાં આવે..."

"તો હું બહુ નારાજ થાઉં." લીના વચ્ચે બોલી.

"કારણ?"

"કારણુ એ કે તે વખતે મેં કલ્પનામાં જેમ આવ્યું તેમ ચીતરી કાઢેલું. હવે તે પત્રો હું ફરીથી વાંચું તો જરૂર શરમાઉં."

"કલ્પનાઓ તો સુંદર હતી અને સ્વાભાવિક રીતેજ રજુ કરેલી હતી."

"પણુ હવે મારામાં એવો ફેરફાર થયો છે કે તેવી કલ્પનાઓ હું ફરીથી કરૂં નહિ. તમારા પત્રો પણુ હવેથી ફરીથી વાંચવા ગમતા નથી. જીવન આપણે કલ્પીએ તેવું હોતું નથી. વાસ્તવિક પરિસ્થિતિ જુદીજ છે."

"એ વાસ્તવિકતાના ભાનેજ તમને બગાડયાં છે. એથી તમારા સ્વભાવની સરળતા સરી ગઇ છે અને નિર્દોષ હાસ્ય કટાક્ષમય સ્મિતમાં સંકોચાઇ જવા લાગ્યું છે."

"હવે તમે સ્રીસન્માનની લાગણીનું પ્રદર્શન નથી કરતા એ હું કબુલ કરૂં છું...પણુ તેને બદલે..."

"શું ?"

"કંઇ નહિ;...પણુ વસ્તુસ્થિતિનું તમનેય મારા જેવું ભાન થાય એમ હું ઇચ્છું છું." લીનાએ વાત ફેરવી નાંખી.

એટલામાં દેવજીભાઇ આવી પહોંચ્યા, તેમની તબિયતની ખબર પૂછી અને પ્રાસંગિક વાતચિત કરી તે જવા ઉઠયો ત્યારે તેમણે તેનું સરનામું માગ્યું. મણીલાલે એક કાગળના ટુકડા પર તે લખી આપ્યું.

"નં. ૧૭, પદ્મા ભુવન, ખેતવાડી પહેલી." દેવજીભાઇ તે વાંચીને બોલ્યા, "કાકડવાડીમાં આવેલાં આર્યસમાજનાં મંદિરથી પાસેજ પડે."

"હા."

"ત્યારે એકાદ રવિવારે સાંજે અમે તમારે ત્યાં આવી ચઢશું."

"જરૂર આવજો." કહી મણીલાલે રજા લીધી.

તે પછીના રવિવારે તે મોહનલાલને ત્યાં ગયો. ત્યાં મંછા અને દુર્ગા સિવાય બીજું કોઇ તેની નજરે પડયું નહિ.

"મણીભાઇ, મોડા આવવા માટે તમને સજા." મંછાએ કહ્યું.

"શી સજા?"

"તમારે એકલાને જમવા બેસવું પડશે. અમે બધાંએ જમી લીધું છે. તમારા ભાઇ પણ જમીનેજ કંઇ કામે બહાર ગયા છે."

"તે લગ્નતિથિ ઉજવવા નીકળ્યાં છો કે મશ્કરી કરવા?"

"રસોડામાં ચાલોને, પછી જવાબ આપું."

દુર્ગા આગલા ખંડમાં બેસી રહી અને મણીલાલ મંછા સાથે રસોડામાં ગયો. રસોડાવાળો ખંડ દીવાનખાનાનાં તથા તેની સાથે જોડાયેલા શયનખંડથી વચમાં થોડો ખુલ્લો ચોક મૂકીને અલગ રાખવામાં આવેલો હતો.

"શો જવાબ આપવાનાં હતાં?"

"એજ કે મારી લગ્નતિથિ આજે નથી." મંછાએ પિરસતાં પિરસતાં કહ્યું.

"ત્યારે છે શું?"

"કંઇ નથી. એ બહાને તમને બોલાવવા હતા."

"અને દુર્ગાને પણ બોલાવવી હતી."

મંછાએ જવાબમાં આછું સ્મિત કર્યું.

"અમારી પાસે સંવનન કરાવવું હશે." મણીલાલે માર્મિક રીતે કહ્યું.

તે જમી રહીને દિવાનખાનાંમાં ગયો. થોડી વારે એક પડોશણ મંછાને કંઇ બહાને બોલાવી ગઇ એટલે મણીલાલે દુર્ગાને સંબોધીને કહ્યું:

"દુર્ગા બહેન, હું તો અજાણપણે આ લોકોના કાવાદાવાનો ભોગ થઇ પડું છું; પણ તમે જાણીજોઇને કેમ એમનાં રમકડાં થઇ જાઓ છો?"

"મનેય આવી સંતાકુકડીની રમત તો નથી ગમતી. પણ આપણે એકબીજાંને સમજી લઇએ તો વહેલો નિકાલ આવે..." દુર્ગાએ કહ્યું.

"મને તમારે માટે સન્માન છે."

"મારો પણ તમારે માટે સારો અભિપ્રાય છે."

"તમારો સહવાસ આનંદ આપે તેવો છે."

"તમારી વાતો સાંભળવાનું મને પણ બહુ ગમે છે."

"તમે સુંદર છો, સમજુ છો, અનુકુળ થઇ પડો તેવાં છો."

"અનુકુળ થવાનો સ્વભાવ તો લગભગ બધી સ્ત્રીઓ ધરે છે, છતાં તેઓને સુખી રાખવાની ખાત્રી આપવામાં આવતી નથી."

"મારાથી સુખને લગતી ચર્ચા થાય તેમ છેજ નહિ, કારણ કે હું એવાં મન્તવ્યો ધરાવું છું કે જેથી ખરેખરૂં દુઃખ નહિ તો પણ અનેક પ્રકારની મુશ્કેલીઓ તો નડેજ."

"ત્યારે આપણે આપણાં મન્તવ્યો સરખાવી જોઇએ."

"હું શ્રીમંત થવાનું અથવા શ્રીમંત રહેવાનું પસંદ કરતો નથી."

"મને ગરિબાઇ કે અકિંચનત્વ નહિ ગમે."

"મને દેશની પરાધીનતા હરપળે સાલે છે."

"હું એવા વિચાર કર્યા કરી જીવ બાળવામાં નથી માનતી."

"મને જ્ઞાતિબંધારણ કાંટાની પેઠે ખુંચે છે."

"એ વિષે કશો વિચાર કરવા જેવો પ્રસંગ મને મળ્યો નથી."

"અને અસ્પૃશ્યતા મને એટલી બધી અકળાવી રહી છે કે તે દૂર કરાવવા સ્પૃશ્ય લોકો ઉપર ઝારશાહી ચલાવવી જોઇએ એવા તરંગો કોઇ કોઇ વાર આવે છે."

"એ પ્રશ્ન ધ્યાન આપવા જેટલો અગત્યનો મને લાગ્યો નથી."

"એટલે કે આપણાં મન્તવ્યો એકબીજાંથી લગભગ ઉલટાં છે."

"તેથી દંપતી થવા માટે આપણે નાલાયક ઠરતાં નથી."

"પણ હું એકેએક મન્તવ્યને આચારમાં મેલવા માંડું તો તે તમારાથી સહન થાય?"

"જાણી જોઇને પીડા વહોરવાનું તો હું નજ પસંદ કરું."

"ત્યારે સ્પષ્ટજ છે કે આપણે દંપતી થવાને સરજાયાં નથી."

"પણ આટલા બધા વેદિયા થઇ જવાની કંઇ જરૂર?"

"અર્ધ ભૂખે મરતી અને કેવળ હવા લઇને જીવતી પ્રજામાં ચેતન પૂરવા અને તેને ખરેખરી પ્રાણવતી બનાવવા મારા જેવા કેટલાક યુવકો ભોગ આપે તો તે કંઇ વધારે છે?"

"તે કામમાં તો હું પણ મદદ આપી શકું."

"બનીઠનીને મોટરમાં બેસીને જઇને ભાષણ આપવાનાં કામની આજે જરૂર નથી. તે દિવસો વહી ગયા છે."

"અશક્ય આદર્શો પાછળ મારાથી જીંદગી બરબાદ થાય નહિ."

"મતલબ કે આપણાં વ્યક્તિત્વ એકબીજાંની અંદર લુપ્ત થઇ જાય તેમ નથી."

"મારો તો નિશ્ચય છે કે મારે મારૂં વ્યક્તિત્વ કાયમ નિરાળું રાખવું."

"જેમાં મારૂં વ્યક્તિત્વ પીગળી જઇ શકે તેવું નથી."

"તો બેય પોતપોતાનાં વ્યક્તિત્વ અલગ જાળવે."

"ત્યારે પછી લગ્નની શી જરૂર છે ? પ્રજા......"

"તમે તમારાં મન્તવ્યો પ્રમાણિકપણે દર્શાવ્યાં છેને ?"

"ત્યારે શું તમને ખરતાં કરવા બહાનાં કાઢ્યાં હશે એમ લાગે છે ?"

"તમે જેવા હશો તેવા, હું તો તમારી જન્મોજન્મની દાસી તરીકે રહીશ, એવું બોલવા જેટલો પ્રેમ તો મારામાં નથી ઉછળતો..."

"તુંજ મારી જીવનસખી, તુંજ મારાં નયનનો તારો, તુંજ મારૂં દ્વિતીય જીવન, એવું બોલવા જેટલો અનુરાગ મનેય નથી ઉપજ્યો."

"છતાં આપણે લગ્ન કરીએ તો ?"

"તો તે નર્યો દંભ કહેવાશે."

"મારે દંભ કરવો નથી."

"ઘણો આભાર થયો, દુર્ગા બહેન, તમે વધુ વિદ્યા સંપાદન કરો, વ્યક્તિત્વ મજબુત બનાવો અને સ્ત્રીઓમાં પ્રાણ પૂરવાના પ્રયત્નો કરવા દીર્ઘાયુ થાઓ એવું હું ઇચ્છું છું."

આ વખતે મંછા આવી.

"મંછા ભાભી, તમે લીધેલી તસ્દી માટે હું આભાર માનું છું." મણીલાલે કહ્યું.

"હું પણ આભાર માનું છું." દુર્ગાએ કહ્યું.

"છે શું પણ? બેઉ જણ ગાંડાં તો નથી થઇ ગયાં?" મંછાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"નહિ, ડાહ્યાંજ રહ્યાં છીએ." કહી દુર્ગા વિદાય થઇ.

"કેમ, શું પરિણામ આવ્યું?" મંછાએ કુતુહલથી પૂછ્યું.

"હું જવાબ આપવા માગતો નથી." કહી મણીલાલે પણ ચાલવા માંડ્યું.

---

## પ્રકરણ ૨૨ મું. વાસ્તવિકતા!

ચાર પાંચ વાર દેવજીભાઇને ઘેર ગયા પછી તેમની સાથે મણીલાલને બહુ ગોઠી ગયું. વિધવિધ વિષયો સંબંધી તેમની સાથે વાતો કરવામાં તેને નવું જાણવાનું ઘણું મળ્યું. કોઇ કોઇ બાબતોમાં દેવજીભાઇ ભવિષ્યને લગતાં જે અનુમાનો બતાવતા તેમાં તેને વિશ્વાસ પડવા લાગ્યો. તેમને ત્યાંની તેની મુલાકાતો ધીમે ધીમે વધવા માંડી. અઠવાડિયામાં ત્રણ ચાર દિવસ તો તે તેમને મળતોજ મળતો.

દેવજીભાઇ જો કે ભણેલા ઝાઝું નહોતા, તો પણ મુંબઇ આવ્યા પછી તેમણે જાતમહેનતે અભ્યાસ વધાર્યો હતો, અંગ્રેજીમાં સારૂં બોલવા જેટલો મહાવરો પાડયો હતો, વાંચનનો શોખ કાયમ કર્યો હતો અને ઇતિહાસ તથા સાહિત્યના પ્રમાણભૂત ગ્રન્થો તેમણે ખાસ વાંચ્યા હતા. એક દિવસ મણીલાલે તેમને પૂછ્યું:

“દેવજીભાઇ, રૂઢીચુસ્ત લોકો જરાપણ મચક આપતા નથી એમ આપણે જોઇએ છીએ, ત્યારે જ્ઞાતિબંધારણો કેમ તુટશે? અથવા તુટશે, તો કયારે તુટશે? કવચિત વર્ણાન્તર લગ્નો થાય છે, કવચિત કવચિત વિધવાપુનર્લગ્નો થાય છે પણ એકંદર સમાજ તો જેવો ને તેવો ચાલ્યા કરે છે.”

“એમાં જરા દૃષ્ટિભેદ થાય છે, મણીભાઇ. જ્ઞાતિબંધારણો કોઇ અમુક કાળમાં રચાઇને હજારો વર્ષથી સ્થિર રહ્યાં હોય એવું ઇતિહાસમાં નથી. મનુસ્મૃતિ લખાઇ તે વખતની ચાર વર્ણોમાંથી આજે ચાર હજાર વર્ણો થઇ છે તે ધીમે ધીમેજ તેમ થયું છે. જ્ઞાતિનું કે સમાજનું સ્થિત્યંતર થયાજ કરે છે. હમણાં આવજાવના વ્યવહારનાં

ઝડપી સાધનો વધી ગયાં છે; લોકોના ઉદ્યોગધંધા પણ બદલાયા છે અને કેળવણીનો પ્રચાર સાર્વજનિક થવા લાગ્યો છે; તેથી નવી નવી પરિસ્થિતિઓ ઉત્પન્ન થતાં સમાજવ્યવસ્થા પણ બદલાશેજ. તેમાં જો રાજ્યદ્વારી બાબતોને લીધે રાષ્ટ્રિય અસ્મિતાની ભાવના પ્રબળ થવા પામશે તો જુની વર્ણવ્યવસ્થા તુટતાં વાર લાગશે નહિ. એ એક વાત. બીજી બિના એવી છે કે દરેક જ્ઞાતિમાં કંઇને કંઇ અસહ્ય ભયંકર કુરૂઢી અથવા તો અયોગ્ય ભાવના ભરાઇ રહી છે. તેનાં બંધન ઘણાંને સાલે છે પણ તે તોડી શકાતાં નથી. છતાં કોઇ વખત એવો આવશે કે તે બધાં આપોઆપ તુટી જશે. વર્ણાન્તર વ્યવહારના જે છુટાછવાયા બનાવો તમે જુઓ છો તે બંધનોની શૃંખલા ઢીલી થતી હોવાનુંજ પરિણામ છે."

"કોઇ કોઇ શૃંખલા ઢીલી પડે પણ તેને બદલે બીજી શૃંખલાઓ મજબુત કરવામાં આવતી હોય તો ? દાખલા તરીકે ઘણી જ્ઞાતિઓ પોતપોતામાં સુધારા કરીને પોતાના વાડાની આસપાસ જાણે મજબુત દિવાલો ચણી રહી છે તેનું શું ? તેઓની સખાવતો જ્ઞાતિને અંગે થાય; જ્ઞાતિની ધર્મશાળા, જ્ઞાતિનાં મંદિર, જ્ઞાતિનાં દવાખાનાં અને સુવાવડખાનાં, જ્ઞાતિની ચાલો, જ્ઞાતિના વિદ્યાર્થી વેતનો અને જ્ઞાતિનાં વર્તમાનપત્રો, જ્ઞાતિ સિવાય તેઓને મન બીજું જગત્ જાણે છેજ નહિ."

"એ રીતે બધી જ્ઞાતિઓ સુધરી શકે તો આપણે રાજી છીએ. નહિ સુધરશે તો તે તુટીને નવી સમાજ રચના થશે. બેઉ રીતે સ્થિત્યંતર તો થશેજ. સર્વ માણસોને સમાન ગણવાની રાષ્ટ્રિય

ભાવનાની ખિલાવટમાં ગમે તેવી આગળ વધેલી કે સુધરેલી જ્ઞાતિ પણ પોતાની અલગ અસ્મિતા જાળવી શકે કે કેમ તે શંકમંદ છે."

"કારણ ?"

"વ્યક્તિગત ભાવના અને સંસ્કાર રાષ્ટ્રિય થતાં જ્ઞાતિનું નાનું કુંડાળું મુંઝવણભર્યું લાગે છે. કેટલાક મહા પુરૂષોના સંસ્કાર તો એવા ઉંચા હોય છે કે તેમને મન તો રાષ્ટ્રિયત્વ પણ સંકુચિત લાગે છે."

"તમને તમારી સ્થિતિ મુંઝવણ ભરી લાગે છે ?"

"અતિશય લાગે છે. 'સંસ્કારાદ્ધિજોચ્યતે' એ સુત્ર જો વ્યવહારમાં મુકાતું હોય તો આજે દ્વિજ તરીકે ઓળખાતા ઘણા લોકો શુદ્ર ગણાય અને ઘણા શુદ્ર લોકોને દ્વિજ કહેવા પડે."

"પણ એ સંસ્કારની વળી પરિક્ષા લેવા કોણ બેસવાનું હતું ?"

"માટેજ તો રાષ્ટ્રત્વની ભાવના ખીલે એમ ઇચ્છીએ છીએ, કે જે ખીલ્યા પછી સમાન સંસ્કારવાળા કે સમાન કુસંસ્કારવાળા એક બીજા સાથે જોડાઇ શકે અને સંસ્કાર પ્રમાણેના વ્યવહારનો જ્ઞાતિના બંધનને લીધે જે સંકોચ છે અને સંકોચને લીધે જે સંતાપ છે તે ટળી જાય."

"સમાન ભાવના અને સમાન સંસ્કાર ધરાવનાર વ્યકિતઓને જોડાતાં હમણાં પણ કોણ અટકાવી શકે છે ?"

"અટકાવતું તો કોઇ નથી, પણ સામાજીક મુશ્કેલીઓ સહન કરવાની તેઓમાં શકિત હોવી જોઇએ અને તેવાંઓનાં વ્યકિતત્વમાં પણ કંઇક વિશિષ્ટતા હોવી જોઇએ. રૂઢીનાં બંધનમાં પડી રહેલા

સમુદાયમાંથી છટકીને તેઓ જાય કયા સમાજમાં? સમાજ વગર તો ચાલેજ નહિ અને હિંદુ સમાજ એ કંઇ સામાન્ય સમાજ નથી. તમે પોતાને હિંદુ કહો એટલે તેની સાથે જ્ઞાતિનાં નામનું પુછડું તો જરૂર પૂછાવાનું જ. એ પુછડું કાપી નાંખવાનો પ્રયત્ન થાય છે તે સ્તુત્ય છે. નામનો નાશ થતાં તેનાથી ઓળખાતી સંસ્થિતિનો પણ ધીમે ધીમે લોપ થાય."

આ વાત ચાલતી હતી તેવામાં ઘર આગળ એક મોટર આવીને ઉભી રહી; કોણ આવ્યું એ જોવા તેઓ નજર ફેરવે તેટલામાં તો જીવણજી-મણીલાલના પિતા-રજુ થઇ ગયા. તેમને જોઇ મણીલાલ પહેલાં તો સહેજ ચોંકયો પણ તરત સ્વસ્થ થઇ ગયો, ને બોલ્યો:

"પિતાજી, તમે અહિં કયાંથી?"

"તને શોધવા સ્તો." જીવણજી કટાક્ષમાં ઉચ્ચર્યા.

"આ આપણા ગામવાળા દેવજીભાઇ." જાણે કટાક્ષ ન સમજ્યો હોય તેમ મણીલાલે ઓળખાણ કરાવ્યું.

"ઘરડો થયો તેથી શું થયું? હવે ઓળખ્યો એને. અલ્યા દેવજી, પેલે વરસે મને અકસ્માત થયો હતો તે વખતે તેં ઓળખાણ કેમ ન આપ્યું?" જીવણજીએ પ્રશ્ન પૂછતાં લીના ઉપર નજર નાંખી તેને પણ જોઇ લીધી.

"તે દિવસે ઓળખાણ પાડવાનો..."

"વખત નહિ મળ્યો હશે કેમ? આ પોરી તારી કે?" જીવણજીએ દેવજીભાઇનો જવાબ સાંભળવાની પણ ધીરજ નહિ રાખતાં ચાલુ રાખ્યું. "મારી ઉપર વેર લેવાનો તને બીજો ઉપાય નહિ જડયો કે આ રસ્તો લીધો?"

"પિતાજી, શાનું વેર અને શો રસ્તો ?" મણીલાલ વચ્ચે બોલ્યો.

"તું નહિ જાણે, તું વચ્ચે નહિ બોલ." જીવણજીએ તેને ધમકાવી કાઢયો.

"મણીભાઇ, તમે જરા બહાર જાઓ તો. લીના, તું પણ બહાર જા. હું જીવણજીભાઇ સાથે વાત કરૂં છું." દેવજીભાઇએ જીવણજીને ટુંડા પાડવા પ્રયત્ન કર્યો.

બે ખંડનું માળ વગરનું ઘર એટલે વૃધ્ધોને એકલા વાત કરવા દેવા માટે તેઓ કમ્પાઉન્ડની પણ બહાર પગથીપર ટહેલવા લાગ્યાં.

"ચાલો હવે શાંતિથી વાત કરો. બોલો, મેં તમારૂં શું વેર લીધું ?" દેવજીભાઇએ જીવણજીને પૂછ્યું.

"હવે એટલો બધો અજાણ્યો હોવાનો ડોળ નહિ કરને. મારા છોકરા સાથે મિત્રાચારી બાંધી, તારી છોકરીની સાથે તેને સહવાસની છુટ લેવા દીધી..."

દેવજીભાઇ મુંગા રહ્યા અને જીવણજીએ બોલ્યા કીધું:

"મારી જ્ઞાતિમાં ભારે કોલાહલ થઇ રહ્યો છે. મારી આબરૂનું લીલાંઉ થઇ રહ્યું છે, મારાથી કોઇને મોંઢું બતાવાતું નથી... જુવાનીમાં મે તારૂં અપમાન કર્યું. હશે તેનો તું આ રીતે બદલો લેવા માગે છે?" થોડી વાર શ્વાસ લઇ તે પાછા બોલવા લાગ્યાઃ "હજી પણ તું મને ઉગારી શકે તેમ છે; તારી છોકરીને તું કશે પરણાવી દે, મારા છોકરાને હું અહિં આવતો ટાળીશ. આટલું તો જરૂર કર; બલ્કે તારે કરવુંજ પડશે. વાત સદંતર દબાવી જ દેવી પડશે. તે બદલ હું તને જોઇએ તે આપું; તું કહે તો ગામ ખાતે તને થોડી જમીન લખી આપું; તું કહે તો બેપાંચ હજાર રોકડા આપું; મારા છોકરા સાથે પરણાવશે તેથી કંઇ તારી દીકરી દેસણ

થઇ જવાની છે? તમારા લોકોની અસ્પૃશ્યતા ટળી જવાની છે?... મારો છોકરોજ વંઠયો હોય, તેમાં પછી બીજાને શો દોષ દેવો! પણ તું મને નામોશીમાંથી ઉગાર, કોઇ પણ રીતે ઉગાર...મારૂં નામ જવા બેઠું છે; મારે આપઘાત કરવો પડશે, તેનું પાપ તારે માથે ચોંટશે..."

"તમને કોઇએ ભંભેરીને મોકલ્યા છે;" દેવજીભાઇએ સ્વસ્થતાથી જવાબ આપ્યો, "તમે કહ્યું તેમાંનું હું કંઇ પણ જાણતો નથી અને કંઇ પણ જવાબ આપવા માગતો નથી. મહેરબાની કરીને તમે અહિંથી સિધારો."

"તું કંઇ જવાબ આપવા માગતો નથી? એટલો બધો મોટો માણસ થઇ ગયો છે કેમ? બોલાવ તારી છોકરીને; પૂછવા દે તેને કે શો ઘોટાળો કર્યો છે?"

"મારી છોકરી સાથે તમને એક અક્ષર સુદ્ધાં બોલવા દેવામાં આવશે નહિ." દેવજીભાઇએ દૃઢ અવાજે કહ્યું.

"તું એટલી બધી જોહુકમી ચલાવવા માગે છે?"

"હું કંઇ ચલાવવા માગતો નથી. મારા ઘરમાં આવીને જોહુકમી તો તમે ચલાવો છો; ક્યારના તુંકારથી વાત કરી રહ્યા છો અને ભયંકર બદનક્ષીઓ પણ કરી દીધી છે."

"તો એમ કહે કે મેં કહ્યું છે તે બધું ખોટું છે?"

"ખોટું ખરૂં હું કંઇ કહેતો નથી, પણ તમે જેટલું બોલ્યા તેટલું સાવ નિરર્થક છે..."

"વારૂ, વારૂ, નિરર્થક કે સાર્થક છે તે જોઇ લઇશ..." કહેતા જીવણજીએ ક્રોધમાં ઉઠીને ચાલવા માંડયું.

મણીલાલ તેમની સાથે ગયો. લીના ઘરમાં જઇને બેઠી.

## પ્રકરણ ૨૩ મું. સ્પષ્ટીકરણ

હિંદુસ્થાનની વડી ધારાસભાએ સંવત ૧૯૮૫ નાં ચોમાસામાં રાયબહાદુર હરવિલાસ સારડાનો બાળલગ્નપ્રતિબંધનો કાયદો પસાર કર્યો એટલે સંવત ૧૯૮૬ ની સાલ શરૂ થતાં બાળલગ્નોના લહાવા છેલવેલ્લા લઇ લેવા માટે ગામે ગામ અને ઘેરેઘેર વિવાહોની ખટપટ અને લગ્નોની તૈયારી થવા માંડી અને જ્યાં જુએ ત્યાં લગ્નોની ધમાલજ દેખાય. મણીલાલના પિતા જીવણજીને જો કે કાયદાનો બાધ નડતો નહોતો તો પણ બધા લોકોની સાથે પોતાને ત્યાં પણ શુભ અવસર આણવા તે ઉત્સુક થઇ ગયા. કલ્યાણજી સાથે મળીને પુત્રને સમજાવી લઇને કાર્ય પાર ઉતારી દેવાનું ધારી તે મુંબઇ આવ્યા અને પોતાના ભાણેજ મોહનલાલને ત્યાં ઉતર્યા. દિવસના મણીલાલની તપાસ કરી પણ તે તેની ઓરડીએ મળ્યો નહિ. જીવણજીને મોહન-લાલ સાથે વાત થઇ, મંછા તરફથી પણ કંઇક જાણવાનું મળ્યું અને બપોરે કલ્યાણજીને તેમની ઓફિસમાં મળતાં તેમના તરફથી પણ કંઇ કંઇ વાતો સાંભળી. બધી વાતો અને ખબરોનું એકીકરણ કરતાં મણીલાલની પ્રવૃત્તિ સંબંધી એવી હકિકત ઉભી થઇ કે તે સસ્તાં ભાડાની ઓરડીમાં રહેતો હતો, જાતે રાંધી જમતો હતો, કેટ-લીક વાર સેન્ડહર્સ્ટ રોડ પર આવેલાં એક છાપખાનાંમાં બેઠેલો દીઠામાં આવતો હતો, કોઇવાર ભારતસેવક સમાજના મકાનમાં જતો આવતો દેખાતો હતો. કોઇવાર આર્યસમાજનાં મંદિરમાં જણાતો હતો, કોઇ કોઇવાર કોઇ યુવતી સાથે ચોપાટી પર ફરતો માલમ પડતો હતો, કોઇવાર કોઇ વૃદ્ધ અને એક યુવતી તેની પોતાની ઓરડી

પર મળવા આવતાં હતાં અને ઘણીકવાર સાંજે તે પરેલમાં કોઈને ત્યાં જતો હતો અને કેટલીકવાર વહેલો મોડો આવતો હતો. પરેલ તે જેને ત્યાં જતો હતો તેનાં ઘરનું નામ નિશાન પણ મેળવવામાં આવ્યું હતું.

આખો દિવસ મણીલાલનો પત્તો ન લાગ્યો એટલે સાંજે ઘણું કરીને તે પરેલમાં મળશે એમ ધારી ટેક્સી ભાડે કરી જીવણજી, દેવજીભાઈને ત્યાં ગયા અને પોતાના સ્વભાવ પ્રમાણે ગયા પ્રકરણમાં વર્ણવ્યું તેવું વર્તન ચલાવ્યું.

ટેક્સીમાં પિતાપુત્ર અબોલ રહ્યા, અને પોતાની ઓરડી ખોલીને તેમાં પ્રવેશ કરતાંની સાથે મણીલાલે પિતાને ચેતવણી આપી દીધી કે બુમબરાડા કરીને વાતો કરવાના હો તો બેહેતર છે કે આપણે કોઈ મેદાનમાંજ જઈને એકાંત જગ્યાએ બેસવું.

"લક્ષણવંતો ખરો કેની તે પાછો ફજેતીથી ડરે છે !" જીવણજીએ શરૂઆત કરી પણ ધીમે સાદે.

મણીલાલે ફાનસ સળગાવ્યું, બિસ્તરા નાંખ્યા, સામે આવીને બેઠો, અને બોલ્યો:

"દેવજીભાઈ સાથે તમે કેવી વાતો કરી હશે તે હું કલ્પી શકું છું, પણ તે બિચારા એવા સહનશીલ અને ભલા માણસ છે કે નથી તો તેમને ખોટું લાગવાનું અથવા નથી તો કોઈ વાત તેમના પેટમાંથી બહાર જવાની."

"તું આવો લફંગો નીકળશે એમ મેં નહોતું ધાર્યું."

મણીલાલ ક્રોધથી તેમની સામે જોઇ રહ્યો.

"તારા જેવો કુલાંગાર પાકયાથી મારાં ધોળાંમાં ધુળ પડી ચુકી છે...તને અંત્યજો સિવાય સોબત કરવા લાયક કોઇ સારાં માણસ મળતાંજ નથી ?"

"આપણા સંબંધીઓના સમૂહમાં તો દેવજીભાઇ જેવો કોઇ સારો માણસ નથી..." મણીલાલે નિશ્ચયાત્મક સાદે કહ્યું.

"અરે બેસ હવે છાનોમાનો: ત્યાં તું શું કરવા ધકેલા ખાતો હશે તે અમે સમજતા નહિ હોઇએ કેમ ?"

પિતા સાથે વિવાદમાં ઉતરીને નહિ સાંભળવાનું સાંભળવું મણીલાલને યોગ્ય લાગ્યું નહિ. તેણે કંઇ પણ બોલ્યા વગર એમને એમ બેસી રહેવાનું પસંદ કર્યું, તો પણ જીવણજીએ થોડીવાર ઉપર દેવજીભાઇ આગળ જે આક્ષેપગર્ભાં કથનો કર્યાં હતાં, તેવાજ અર્થનાં કથનો વધુ તિરસ્કાર ઉમેરીને પુત્ર સમક્ષ કર્યાં, અને તેને ચૂપ બેસી રહેલો જોઇ વધુ ક્રોધિત થઇ બોલ્યા:

"મૂઢ જેવો બેસી શું રહ્યો છે ? અપાતા હોય તો આપને જવાબ."

પણ મણીલાલ જવાબ તે શી રીતે આપે ? જીવનના પ્રેરક સિદ્ધાંતો જેમના જુદા જુદા હોય, જીવનનાં દૃષ્ટિકોણો જેમના ભિન્ન ભિન્ન હોય તેઓના આચાર વિચારમાં મળતાપણું સંભવે શી રીતે? ચારિત્ર્ય એટલે શું એ વિષે જેઓની સમજજ એકબીજાથી ઉલટી હોય ત્યાં તેની યોગ્યતા પણ શી રીતે સાબિત કરવી?

"જવાબ તે શો આપું ?" મણીલાલ ઉપર પ્રમાણે વિચાર કરી બોલ્યો, "હું જેને સદાચાર લેખું તેને તમે દુરાચાર ગણો; હું જેને

દુરાચાર ગણું તેને તમે સદાચાર સમજો. હું ગમે તેટલી દલીલો કરૂં તો પણ તમારા ધ્યાનમાં તે ઉતરે તેમ છેજ નહિ."

"તો ચાલ, આપણે કોઇ ત્રીજા પાસે તેનો તોલ કરાવીએ." જીવણજીએ સૂચવ્યું.

"તમને એવો બુદ્ધિશાળી અને નિષ્પક્ષપાત ન્યાય કરનારો કોણ મળવાનો? તમારા જેવા વિચારવાળા તમને ડાહ્યા ઠેરવશે અને મારા જેવા વિચારવાળા મારો પક્ષ ખેંચશે."

"તો આપણે માંહોમાંહેમાં તડજોડ કરીએ."

"તેમ કરવા હું રાજી છું; પણ તમે શાંતિપૂર્વક બોલો ત્યારેને? મને કહો કે મારે શી રીતે વર્તવું?"

"તું માનતો હોય તો કહું ને?"

"માનવા જેટલું માનીશ, તમને કે માતુશ્રીને દુઃખદાયક નીવડવાનું મને કંઇ ગમે છે?"

"તારે અમારા કહ્યાસર ચાલવું..."

"અને મારા અંતઃકરણને ગિરવી મેલવું."

"શરૂઆતથીજ આડો ફાટવા લાગ્યો કેની?"

"તો એમ શા માટે નથી કહેતા કે હવે અમે વૃદ્ધ થયાં છીએ, જગતની જંજાળ અમને ગમતી નથી, પ્રવૃત્તિ અમને નિરસ લાગે છે અને તું હવે પુખ્ત થયો છે, ભણ્યો ગણ્યો છે, માટે દેશ તથા કાળને અનુસરીને જીવન નિર્ગમન કરજે. સદાચાર રાખશે તો સુખી રહેશે, દુરાચરણી થશે તો દુઃખ પામશે, અમે કંઇ જીંદગીભર તારી ઉપર દેખરેખ રાખવા જીવવાનાં નથી..."

"એમ કહીએ છતાં તું સંસારમાં સીધો નહિ ચાલે તો ?"

"ફક્ત કહેવાથી કંઇ નહી વળે, તમે ખરેખરી વૃત્તિજ તેવી કેળવો તો પછી હું સીધો નહિ ચાલું તેનું પણ તમને દુઃખ લાગશે નહિ. લોકો તમારી આગળ ગમે તેવી વાતો કરે છતાં તેથી ભડકીને ભૂત નહિ થતાં ફક્ત એકજ વિચાર રાખો કે પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપે, તો આપણને બહુ સારૂં બનશે."

"પણ તારામાં એટલો બધો વિશ્વાસ શી રીતે મેલી શકાય ?"

"બીજાની ખોટી અને જુઠી વાતો માની લેવામાં તો ભલો વિશ્વાસ મૂકી શકાય છે ! અવિશ્વાસી માણસને કદી સુખ હોતું નથી, અને વિશ્વાસી માણસને બધાં છેતરી જાય તોય દુઃખ થતું નથી."

"તારામાં વિશ્વાસ રાખું છતાંય મને દુઃખ લાગે એવું કૃત્ય તું કરે તો ?"

"પાછું તેનું તે. હું ગમે તે કૃત્ય કરૂં તેની તમારે પરવાજ નહિ રાખવી. હું સુખી દુઃખી થાઉં તેવો વિચાર સુદ્ધાં તમારે લાવવો નહિ. તમે કોઇને સુખી દુઃખી કરી શકતા નથી, તમે કોઇને સુધારી બગાડી શકતા નથી..."

"ત્યારે તું બધાને સુધારી નાંખવાનો ધખારો કેમ રાખે છે ?"

"મારી વાત જુદી છે ! તમારે માટે મેં બતાવ્યો તે માર્ગ ઉત્તમ છે. મારાં કૃત્યો માટેની જવાબદારી તમારે શિરે રાખશોજ નહિ; તે વિષે કોઇ પૂછે અને જવાબ આપવો પડે તો એટલુંજ બોલવું કે કૃત્યો કરનાર જાણે."

"અને તું તદ્દન સ્વતંત્ર !"

"મેં કહ્યુંને કે મારી સ્વતંત્રતા કે પરતંત્રતાનો તમારે વિચારજ લાવવો નહિ, અને બીજા લોકોનાં કૃત્યો માટે પણ બેપરવા રહી તેઓ તરફ જરાક સહાનુભૂતિ અને દયા બતાવશો તો વધારે સારૂં. એકાદ બે વર્ષ એવી વૃતિ કેળવવાનો પ્રયોગ કરી જુઓ. ફાવો તો ઠીક છો; નહિ તો ઝઘડા અને ફજેતા માટે આપણે તૈયારજ છીએ."

કોઇ માણસને એકાએક જેમ સ્મશાનવૈરાગ્ય થઇ આવે તેમ લડવા ઝગડવામાં જીંદગી ગુજારનાર જીવણજીને તકરારનો જાણે કંટાળો આવી ગયો અને શાંતિ પ્રાપ્ત કરવાની વૃતિ થઇ.

બીજે દિવસે તેને મોહનલાલને ઘેર મળવા આવવાનું કહી તે ચાલ્યા ગયા.

પિતાની ઇચ્છા પ્રમાણે બીજે દિવસે સવારે મણીલાલ મોહનલાલને ઘેર તેમને મળવા ગયો. તેના જવા અગાઉ કલ્યાણજી પણ ત્યાં આવીને બેઠેલા હતા. વિવેક અને શિષ્ટાચારમાં થોડીક મિનિટો વીત્યા પછી કલ્યાણજીએ મણીલાલ સાથે એવી રીતે વાત કરવા માંડી કે જેવી રીતે કોઇ વંઠેલા માણસને સુધારવા માટે કરવામાં આવે. તેમાં સંમતિ દર્શાવતા હોય તેમ મોહનલાલ માથું હલાવતા હતા અને મંછા પણ શિખામણ ઉપર ધ્યાન આપવા સૂચવતી હોય એવી નજરે મણીલાલ તરફ જોતી ઉભી હતી.

'પિતાજી, આ તમારૂં જગત; કલ્યાણજીભાઇ, મોહનભાઇ, મંછા ભાભી અને બીજાં બેપાંચ માણસો કે જે તમારી સાથે બેસતાં

ઉઠતાં હોય. એ લોકોનું મત તે તમારે મન સમસ્ત લોકમત છે કે જેનાં બળપર તમે મારી સાથે તકરાર કરવા ઉશ્કેરાયા કરો છો." બધું સાંભળી રહ્યા પછી મણીલાલ બોલ્યો.

"તે શું અમે તમને ખોટી શિખામણ આપીએ છીએ?" કલ્યાણજી માઠું લાગ્યું હોય તેવું મોઢું કરી બોલ્યા.

"પણ તમે શિખામણ તે શી લાયકાત પર આપવા નીકળ્યા? હું મારો પુત્રધર્મ સમજું છું અને આચરૂં છું; પિતાશ્રીને દુઃખ નહિ લગાડવા તો મેં અનેક પ્રસંગોએ વિવાદ કરવા છોડી દીધા હતા. એ પ્રસંગ તો કાલેજ ટાળ્યા કે જે ઉપસ્થિત કરનાર સીધી કે આડકતરી રીતે તમે હતા." મણીલાલ જરા તપીને બોલ્યો.

"ભાઇ, તારે વિષેની આ ચર્ચામાં હું તો ઝાઝું જાણતો પણ નથી." મોહનલાલે તટસ્થ થઇ જવા પ્રયત્ન કર્યો.

"ત્યારે જાણ્યા વગર માથું શાના હલાવ્યા કરતા હતા?" મણીલાલે રોષભર્યા સ્વરે કહ્યું, "વાતમાં દમ કંઇ નથી. પિતાશ્રી મને પરણાવવા ઇચ્છે છે; કલ્યાણજીએ પોતાની પુત્રી તે માટે તૈયાર રાખી છે; પણ કંઇક અંગત મંતવ્યોને લીધે હું હમણાં પરણવા માગતો નથી. દુર્ગાબહેનને તે વિષે મેં સમજાવી દીધાં છે, એટલે આવી પરિષદ્‌ની કશી જરૂર નહોતી, છતાંય તમે એકઠા થયા તો ખયેર. હવે આટલી બિનામાં મારૂં અનાજ્ઞાંકિતપણું ક્યાં દેખાયું? હું પ્રમાણિકપણે ઓછું વત્તું કમાઇને નિર્વાહ ચલાવું છું. પિતાશ્રી મદદ આપે ન આપે તેની મને જરૂર નથી. એમાં મારૂં છટકેલપણું શું છે?"

"ભાઇ એમ સાંભળ્યું છે કે તું નહિ ઇચ્છવાજોગ માણસોની સોબતમાં ફરે છે." મોહનલાલે કહ્યું.

"તે ખોટી વાત છે." મણીલાલ શબ્દોપર ભાર દઇને બોલ્યો.

"દાખલા તરીકે અસ્પર્શ્યો..."

"અસ્પર્શ્યો નહિ ઇચ્છવાજોગ લોકો એમ? આ ગૃહસ્થો તો વૃધ્ધો છે; જુના વિચારના છે, સંકુચિત દૃષ્ટિવાળા છે, મિથ્યાભિમાની છે, પણ તમેય મોહનભાઇ શું સમજીને બોલો છો?" હાથમાંનું છાપું પટકીને મણીલાલ બોલ્યો, "તમે જુવાન છો, કેળવાયેલા છો, સરકારી નોકર છો; જાણતા નથી કે અસ્પર્શ્યો દશ વરસથી રાજ્યકારણીય તુલામાં મૂખ્ય કાટલાં સમાન થઇ પડયા છે? સામાજીક રીતે અસ્પર્શ્યતા દૂર કરતાં વખત લગાડશો પણ સદનશીર રીતે તો અસ્પર્શ્યતા હવે પછીનાં નવાં રાજ્યબંધારણમાં જરૂર એક ખાસ કલમ નાખીને દૂર થયેલી જાહેર કરવી પડશે. પં. મોતીલાલ નહેરૂએ રાજયબંધારણનાં પોતાના મસુદામાં તો તે કલમ નાખી પણ છે. તમે જો ચારિત્ર્યપરત્વે તેઓને નહિ ઇચ્છવાજોગ માણસો ગણતા હો તો ખરી હકિકત તેથી ઉલટીજ છે. તેઓનાં કરતાં આપણે પોતે નહિ ઇચ્છવાજોગ વધારે છીએ. આપણા દુર્ગુણો મુલ્કમશહુર છે, તેનાં નામ દેવાની જરૂર છે?"

જીવણજી અને કલ્યાણજી બેઉ આ સાંભળીને એક બીજા તરફ ડોળા કાઢવા લાગ્યા. તેઓનો રોષ પરસ્પર હતો કે મણીલાલ ઉપર હતો તે તેઓજ જાણે.

"પણ મામાજીને એ વાત ગમતી ન હોય તો તારે તે શું કરવા કરવી?" મોહનલાલે વૃધ્ધોની લાગણી રજુ કરી.

"એઓ તો જગતમાં આંખ મીચીને ફર્યા કરશે તેથી આપણે પણ તેમ કરવું? લાહોર કોન્ગ્રેસમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિના ધ્યેયનો

ઠરાવ તો કાલે સવારે થયો; તેની શાહી તો હજી સુકાઇ નથી. તે ઠરાવ યુવકોએ કર્યો છે; મારા અને તમારા પ્રતિનિધિઓએ કર્યો છે, કેમજે અંગ્રેજો રાજ્યવહીવટમાં આપણને અંત્યજો–અસ્પર્શ્યો ગણે છે, અનેક ખાતાંઓનાં પ્રવેશદ્વારો આપણે માટે બંધ છે, અનેક હોદ્દાઓ આપણે માટે અપ્રાપ્ય છે. ત્યારે આપણી જે અસ્પશ્યંતા દૂર કરવા માટે આપણે લડીએ છીએ તે અસ્પશ્યંતા બીજાઓ માટે આપણે પોતે કાયમ રાખવી કેમ ? પિતાશ્રી અને કલ્યાણજી ભાઇને મન તો મહાત્મા ગાંધી અને પં. મોતીલાલ નહેરૂ મૂર્ખ છે. ખરૂં કેની ?" મણીલાલે તેઓને પૂછ્યું.

"અમે ક્યારે કહ્યું કે તેઓ મૂર્ખ છે ?" જીવણજી બોલ્યા.

"તેઓને તમે ડાહ્યા ગણતા હોત તો મને લફંગો કહેતજ નહિ.."

"તે કારણથી નહિ..."

"તો પછી ?" મણીલાલ પિતાને વાકય પૂરૂં કરવા ન દેતાં વચ્ચે બોલ્યો, "કોઇને ત્યાં યુવતી પુત્રી, સ્ત્રી કે પુત્રવધૂ હોય તેને ઘેર જતા હઇશું તે બદદાનતથી કેમ ? એમ તો હું મોહનભાઇને ત્યાંય ઘણીવાર આવુ છું..."

મંછા અંદરના ઓરડામાં ચાલી ગઇ. મોહનલાલ બોલ્યાઃ

"મણીલાલ, શાંત થા. તું બહુ ઉશ્કેરાઇ ગયો છે."

"અરે, ધારો કે વર્ણાન્તર લગ્ન કરૂં તો તેમાં પણ નવું શું છે ?" મણીલાલે ચાલુ રાખ્યું; "કલ્યાણજીભાઇ પણ ક્યાં આપણી જ્ઞાતિના છે ?"

"હેં ?...શું ?..." જીવણજી અને કલ્યાણજી બેઉ સાથે બોલી ઉઠયા.

"એમાં આશ્ચર્ય શાના પામો છો ?" મણીલાલ બોલ્યો, "આપણી જ્ઞાતિના બે વર્ગ; દેસાઇ અને ભાડેલા. પહેલો વર્ગ બીજા વર્ગની

કન્યાઓ હંમેશાં લયા કરે છે; પરંતુ અપવાદરૂપે પણ પહેલો વર્ગ તેમને કન્યા આપે છે કે? અને એ કહેવાતા ઉપલા વર્ગનો મોટો ભાગ કેવો હોય છે તેનો કલ્યાણજીભાઇને પણ કંઇક અનુભવ હોવાનું મેં સાંભળ્યું છે. અમારા ઉપલા વર્ગનાં એ અસ્તિત્વને લીધે નીચલા વર્ગમાં 'દેજ' અને 'સાટાં'ના મહાન પાપો અનેક થાય છે. તેવાં પાપનો આડકતરો ભાગીદાર હું થવા માગતો નથી. બીજા વર્ગ પાસે વાંકડાની વધુ રકમ કઢાવવા અમારા વર્ગના કેળવાયેલા યુવકો જેમ માન માગે છે અને પોતાનાં માબાપને પૂછ્યા વગર પાણી પણ પીતા નથી, તેવું અધમ અને સ્વાર્થી આજ્ઞાંકિતપણું મારે પાળવું નથી. કલ્યાણજીભાઇ, તમારી કે તમારા વર્ગની કન્યા સ્વીકારવામાં મેં કહ્યું તેમ હું પાપનો ભાગીદાર થાઉં, તમારાં મિથ્યાભિમાનનો પોષક બનું અને અધમવૃતિના યુવકોના વર્ગમાં મૂકાઉં."

"કલ્યાણજી આ વ્યવહાર સત્ય તરત સમજી શક્યા; મણીલાલ માટે તેમણે બાંધેલું મત ફેરવાઇ ગયું; તેમનાં મુખપરનો રોષ ઉતરી ગયો; મોઢે બોલ્યા વગર તેમણે આંખ વડે મણીલાલની માફી માગી.

"એકંદર અર્થ એવો કે તારે વર્ણાન્તર લગ્ન કરવું છે." મોહનલાલે મણીલાલના આવેશનો લાભ લેવા માગ્યો.

"અથવા તો લગ્નજ ન કરવું, એવો અર્થ પણ થાય. હાલ તુરત તો સ્વાતંત્ર્યનું યુદ્ધ ઉપાડવાની મંત્રણા ચાલી રહી છે...એટલે એ પ્રશ્નજ..."

"તારે પરણવું હોય, તો પરણજે, ન પરણવું હોય તો ન પરણતો; પણ યુદ્ધબુદ્ધની ભાંજગડમાં ન પડતો..." જીવણજી બોલી ઉઠ્યા.

"જમાનો જુવાનોનો છે......" કહી જીવણજી તરફ જોઇ કલ્યાણજીએ જાણે નિશ્વાસ નાંખ્યો.

## પ્રકરણ ૨૪ મું. દિવાલ તુટી.

બે ત્રણ દિવસ રહીને જીવણજી ઉદ્વિગ્ન હૃદયે પાછા ગામ ગયા. પુત્ર ઉપર વડિલશાહીનો સોટો ચલાવવા તે ગમે તેટલો દૃઢ નિશ્ચય કરતા તો પણ તેની સાથે રૂબરૂ વાત કરતાં તે પિગળી જતા. પોતાનાં હૃદયની નિબંળતા તેમને પ્રસંગોપાત્ત દેખાતી. બીજાને ઉદાહરણીય થઇ પડે એવું પોતાનું જીવન નહોતું તે તેમને સાલતું. પુત્રનાં ચારિત્ર્યમાં સિધ્ધ કરી શકાય એવા દોષ તેમને જણાતા નહિ. ક્વચિત્ તેમને એમ પણ થતું કે એકનો એક દીકરો છે, તે ભલે ગમે તેમ નાચે ખુંદે; જીવતો રહે તો બસ છે. જ્ઞાતિના બીજા યુવકોના દુર્ગુણો જોવામાં આવતાં તેવા દુર્ગણો પોતાના પુત્રમાં નથી, એમ વિચારીને પણ તે સંતોષ માનતા: કદાચ તેને વિલાયત ભણવા મોકલ્યો હોત અને ત્યાંથી તે કોઇ અંગ્રેજ છોરૂં ઉપાડી લાવ્યો હોત તો પોતે તેને શું ફાંસીએ ચડાવવાના હતા ! દારૂ, જુગાર, કે રંડીબાજીની લતમાં પડીને પૈસા સારૂ અથવા કોઇ પણ કારણથી તેમને મારવા ઉઠે તો તેમાંય તેમનું શું ચાલે તેમ હતું ! એવા તરંગો તેમને આવતા. છતાંય તે વર્ણાશ્રમ ધર્મનો ઉચ્છેદ કરે તે તો કેવળ અસહ્ય હતું ! નાવારસ ઠરાવવાથી પણ તે ઠેકાણે આવે એમ તેમને લાગ્યું નહિ, આખરે જમાનાને અને પ્રચલિત વિચારોને દોષ દેતા તે ઠરી ઠામ થયા.

એ અરસામાં ફ્રેન્ચ પુલ પાસે વિદ્યાર્થી મંડળના આશ્રય હેઠળ, લાહોરની કોન્ગ્રેસના ઠરાવને ટેકો આપવા મળેલી યુવકોની જાહેર સભામાં મણીલાલ ગયો ત્યાં તેણે લીનાને જોઇ. સભા વિસર્જન

થયા પછી તે તેને મળ્યો અને બેઉ જણ વાતો કરતાં ચોપાટી પર જઇને બેઠાં.

સભામાં થયેલાં ભાષણો સંબંધી મણીલાલે વાત કરી, ભવિષ્યમાં ઉપાડવામાં આવનાર ચળવળને લગતાં અનુમાન સંભળાવ્યાં, તેમાં યુવકોએ શો ભાગ ભજવવો જોઇએ તે જણાવ્યું, યુવકો છેલ્લાં પાંચ પાંચ વરસથી કોઇ મહાન પ્રજાકિય ચળવળ માટે કેટલા તલસતા હતા તેનો ચિતાર આપ્યો, અત્યારે આખા જગતની અને ખાસ કરીને ભારતવર્ષની આર્થિક સ્થિતિ કેવી કફોડી થઇ પડી છે તેનું વર્ણન કર્યું અને પ્રજાકિય ચળવળરૂપી જામગરી મૂકાવાથી આખો દેશ ક્રાન્તિરૂપી આગમાં કેવો સળગવા માંડશે તેનું ઉત્સાહપ્રેરક રેખાચિત્ર દોર્યું.

લીનાએ કંઇ પણ બોલ્યા વગર ગંભિર ચહેરો રાખી સાંભળ્યાં કર્યું.

"બોલો, હવે એ ક્રાન્તિકારી પ્રવૃત્તિમાં તમે શો ભાગ ભજવશો ?" મણીલાલે પૂછ્યું.

"તમે લોકો જ્યાંથી અટકશો ત્યાંથી અમે આગળ ચલાવીશું." લીનાએ જવાબ આપ્યો.

"અમે ક્યાંથી અટકીશું તે તમે શી રીતે જાણી શકો ?"

"આગલી ચળવળોના ઇતિહાસ ઉપરથી."

"એટલે ?"

"તમે લોકો મોટી સંખ્યામાં જેલો ભરી દેશો, કદાચ પરદેશી માલનો બહિષ્કાર સિધ્ધ કરશો, કદાચ, બારડોલીનો પ્રસંગ ધ્યાનમાં રાખી

મહેસુલ નહિ ભરવામાં આવશે, તેથી નવું રાજ્યબંધારણ મેળવશો..."

"પણ લડતમાં સફળતા મેળવીએ તો તેની નૈતિક અસર કેટલી થશે ?"

"વારૂ; જોઇશું. અત્યારે તેની ચર્ચાની શી જરૂર છે ?"

"લીના, હવે હું મુંબઇનો વાસ સંકેલી લઉં છું. મને યાદ કરશો કે ?" મણીલાલે વાત ફેરવી.

લીનાએ ચમકીને તેની સામે તાકીને જોયું. મણીલાલ પણ તેની સામે જોઇ રહ્યો.

"હજીય તમને વાસ્તવિકતાનું ભાન થયું લાગતું નથી." લીના ઠપકાભર્યા સ્વરે બોલી.

"મને પૂરૂં ભાન છે; તમે લાગણીવશ સ્વભાવ અને સંકુચિત વિચાર ધરાવો છો."

"હજી પાંચ દિવસ પરજ તમારા પિતાજી પરાક્રમ કરી ગયા..."

"તેમાં અણુધાર્યું અથવા નવિનું કંઇ નહોતું. એવા વિરોધ તો કગલે ને પગલે સહન કરવા પડે, સંબંધીઓ તરફથી, સમાજ તરફથી સનાતનીઓ તરફથી, રૂઢીચુસ્તો તરફથી અને ધર્મચુસ્તો તરફથી..."

"તમે કહેવા શું માગો છો ?"

"હું એ બધું સહન કરવા તૈયાર છું..."

લીના નીચું જોઇ રૈતી ખણવા લાગી.

"તમારામાં હિંમત છે ?" મણીલાલે પૂછ્યું.

"તમે શુદ્ધિમાં છોને ?"

"સંપૂર્ણ."

બેઉ જણુ થોડીવાર એક બીજાનું હૃદય માપતાં ચૂપ બેસી રહ્યાં.

"તેથી કંઇ સમાજમાં ધડાકો થઇ જવાનો નથી." લીના બોલી..

"હું જાણું છું."

"બિભત્સ આક્ષેપો થશે."

"ભલે થાય."

"તમે જે ઉદ્દેશથી અંધારાંમાં ભુસકો મારવા તૈયાર થાઓ છો તે કોઇ સમજવાનું નથી..."

"તે ભવિષ્ય પર છોડીશું."

"આત્મસન્માનની લાગણી અને દામ્પત્યપ્રેમ જુદાં છે હો !"

"વિજાતિય આકર્ષણ સિવાય બીજું કોઇ અજ્ઞાત તત્ત્વ આત્માઓને સંયોજે છે..."

"વાસ્તવિક પરિસ્થિતિની દિવાલ નજર આગળ રાખી મેં તે અજ્ઞાત તત્ત્વને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો છે."

"મેં દિવાલને તોડી પાડીને અજ્ઞાત તત્ત્વને વિકસવા દેવાનો પ્રયત્ન કર્યો છે."

"સંકલ્પની સત્યતાની કસોટી કરવા માટે થોડો સમય જવા દેવો જોઇએ."

"વિકૃત દેખાતી પરિસ્થિતિમાં આત્મવિકાસને દબાવી નહિ દેવાનું વચન આપો તો !"

"પિતાજીને પૂછીને જવાબ આપું."

"તમે કહો તો સાથે આવું; અથવા મને પત્ર લખી જણાવજો."

"વા..રૂ."

'અને દેવજીભાઇને કહેજો કે બિનજરૂરી ગરબડ નહિ કરવા માટેજ.."

"તેમને કંઇ કહેવું પડે તેમ નથી.."

બન્ને પ્રફુલ્લ હૃદયે છુટાં પડયાં. સૃષ્ટિસૌન્દર્યમાં તેમને વધુ રમ્યતા દેખાઇ. સમુદ્રનું થોડી વાર પહેલાંનું ગામ્ભિર્ય શમી ગયું.

## પ્રકરણ ૨૫ મું. સ્વાતંત્ર્યયુદ્ધ.

વિક્રમ સંવત ૧૯૮૬ ની વર્ષાઋતુના પ્રારંભમાં એક દિવસે મુંબઈની વડી ફોજદારી અદાલતમાં એક મુકદ્દમો પોકારાયો.

"દેવજી જેઠા." સરકારી કારકુને નામ પોકાર્યું.

"દેવજી જેઠા." એક પોલિસ સિપાઈએ જરા મોટા અવાજે તે ઝીલી લીધું.

"દેવજી જેઠા." તેનાથી મોટા અવાજે બીજો સિપાઈ બરાડયો.

અને ત્રીજો સિપાઈ તેથી પણ મોટે ઘાંટે પૂરું નામ પોકારી રહે તે પહેલાં બે સિપાઈઓએ દેવજી જેઠાને ન્યાયાધિશ આગળ રજુ કર્યો.

"આરોપી કાલે હોર્નબી રોડ પર જોન ચાર્લ્સ સ્મિથની વિલાયતી કાપડની દુકાન આગળ પિકેટિંગ કરતો હતો," સરકારી વકીલે તરતજ મુકદ્દમાની કેફિયત રજુ કરવા માંડી, "જે વખતે લોકોનું મોટું ટોળું ત્યાં એકઠું થયું હતું અને જાહેર શાંતિમાં ભંગ થવાનો ભય રહેતો હતો. દુકાનમાં ખરીદી કરવા જનાર માણસોને આરોપી રોકતો હતો અને દુકાનમાંથી ખરીદી કરીને નીકળનાર માણસોના રસ્તામાં પણ તે આડો આવીને ઉભો રહેતો હતો. તે જોઈ પોલિસે તેને પકડયો હતો."

આરોપીને પકડનાર પોલિસે ઉપર મુજબ જુબાની આપી.

"બચાવમાં તમારે કંઈ કહેવું છે?" ન્યાયાધિશે આરોપીને પૂછ્યું.

"ના સાહેબ." આરોપીએ જવાબ આપ્યો.

"આરોપી વૃદ્ધ વયનો હોવાથી બીજાઓની સરખામણીમાં તેણે તો જાણી બુઝીને ગુન્હો કર્યો છે," સરકારી વકીલે ધ્યાન ખેંચ્યું, "માટે બીજાઓને ધડો બેસે તેવી સજા તેને કરવી જોઇએ."

"નવ મહિનાની સખ્ત કેદની સજા. ત્રીજો (સી.) વર્ગ." ન્યાયાધિશે ચુકાદો આપ્યો.

પોલિસ આરોપીને અદાલતમાંથી બહાર લઇ ગઇ અને કેદખાનાંમાં લઇ જવા તેને ગાડીમાં બેસાડયો.

"દીકરા, ગભરાતી નહિ, હિંમતથી રહેજે." કેદી ગાડીમાં બેસતાં, ત્યાં ઉભી રહીને રડતી પોતાની પુત્રીને સંબોધીને કંઇ વધારે બોલે તે પહેલાં તો કેદીઓની ગાડી હંકરાઇ ગઇ અને તે સાથે તરતજ તુટી પડેલી વરસાદની ઝડીથી થોડાં અંતરેથીજ તે દેખાતી બંધ પડી.

× × ×

તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૦ ને રોજ લાહોરમાં પં. જવાહિરલાલ નહેરૂના પ્રમુખપણાં હેઠળ મળેલી રાષ્ટ્રમહાસભાએ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કર્યુ.

તા. ૯ મીએ મહાત્મા ગાંધીએ જો દેશનું વાતાવરણ અહિંસાત્મક રહે તો કાયદાના સામુદાયિક સવિનયભંગની પ્રવૃત્તિ ઉપાડવાનું જાહેર કર્યુ.

તા. ૨૬ મીને દિવસે આખા દેશમાં "સ્વાતંત્ર્ય દિન" ઉજવાયો.

તા. ૩૦ મીએ મહાત્માજીએ પોતાની ૧૧ માગણી જાહેર કરી.

તા. ૧૫ મી ફેબ્રુઆરીએ રાષ્ટ્રમહાસભાના કારોબારીઓએ ગાંધીજીને સવિનય ભંગની પ્રવૃત્તિના સરમુખત્યાર નીમ્યા.

તા. ૨૮ મીએ ભરૂચમાં વલ્લભભાઇ પટેલે ભાષણ કર્યું કે થોડા દિવસમાં મહાભારત યુધ્ધ ગુજરાતમાંથી શરૂ થશે. તેમાં કાયરનું કામ નથી. ભિરૂ હિંદુઓએ કાશીની જાત્રા જવું; મુસલમાનોએ મક્કાની હજ કરવા જવું.

તા. ૨ જી માર્ચની રાત્રે ગાંધીજીએ વાઇસરોયને વિષ્ટિનું કહેણ મી૦ રેનોલ્ડસ સાથે મોકલ્યું.

તા. ૪ થી એ વાઇસરોયના જવાબ વગરનો મંત્રીનો જવાબ ફરી વળ્યો.

તા. ૬ ઠીએ વાઇસરોયને આખરી સંદેશો પાઠવાયો.

તા. ૭ મીએ વલ્લભભાઇને સરકારે પકડયા.

તા. ૧૨ મી માર્ચે "કાર્ય સાધયામિ વા દેહં પાતયામિ" એ સુત્ર પોકારતાં ગાંધીજીએ સાબરમતી આશ્રમમાંથી "મહાભિનિષ્ક્રમણ" આદર્યું.

તા. ૬ ઠી એપ્રીલે દાંડીમાં ગાંધીજીએ મિઠાનો કાયદો તોડયો આખા દેશમાં જુદે જુદે સ્થળે તે તોડાયો.

તા. ૫ મી મેએ ગાંધીજીને પકડીને યરોડાની જેલમાં લઈ જવામાં આવ્યા.

ત્યાર પછી તો ગામોગામ જાગૃતિની જ્વાળા પ્રગટી, જુનાં બંધનો કાચાં સુતરની પેઠે તુટવા લાગ્યાં, સરકાર તરફથી ત્રાસ વર્તાવવા માંડયો, તે સામે જનતાએ શાંત અને સહનશીલ અવરોધ આદર્યો, સ્ત્રીઓએ કેસરીઆં ધારણ કર્યાં, બાળ બાળિકાઓની વાનર સેના અને માંજર સેના સ્થપાઈ, ખેડુતોએ દેશનેતાઓમાં અડગ શ્રદ્ધા રાખી હિજરત કરી અને કળિકાળમાં કલ્પાય તેવાં સંકટો સહ્યાં, અહિંસાના દિવ્ય શસ્ત્રથી ચાલતું યુદ્ધ જોવા જગતભરના માનવીઓ આવ્યા, યુરોપમાં એકજ 'થરમોપીલી' થઈ હતી, ભારત વર્ષમાં અનેક થઈ, જુવાન મરદોની નજર સામે સ્ત્રીઓનાં અપમાન થયાં, વાળ પિંખાયા, તેઓને અસહ્ય માર પડયા, પણ સત્યની પ્રતિજ્ઞાને ખાતર કૌરવ સભામાં દ્રૌપદી ચીરહરણ વખતે ભીમસેનને જેમ બકરીની પેઠે બેસી રહેવું પડયું તેમ અહિંસાની પ્રતિજ્ઞાને ખાતર જુવાન વર્ગે લોહીભરી આંખોએ એ દૃશ્યો જોઇ ખામોશ રાખ્યો; જ્યારે વ્યક્તિગત આત્મભોગના ઇતિહાસ લખાશે ત્યારે ભારતવર્ષમાં થવા ધારેલી ક્રાન્તિમાં સંવત ૧૯૮૬ના સમયનાં અતિ મહત્વનાં સ્મરણો નોંધાશે.

× × × ×

એ લડતમાં દેવજીભાઈએ ઝંપલાવ્યું અને પ્રકરણની શરૂઆતમાં જણાવ્યું તેમ સજા પામ્યા, સત્તાવાળાઓએ તેમને નાસકનાં કેદખાનામાં મોકલાવી આપ્યા.

સીના એકલી પડી. પિતાથી કદી અલગ ન રહેલીને બહુ દુઃખ લાગ્યું; બીજાઓ આગળ બહારથી ધૈર્યનો ગમે તેટલો દેખાડ કર્યા છતાં એકાંતમાં તેનું હૃદય ભરાઇ આવતું. કેટલીક વાર તો રડવામાં રાત્રિ વીતી જતી. વર્તમાનપત્રોમાં જેલના સંકટો વિષે, તથા ત્યાંના પશુ જેવાં જીવન વિષે, અરે, પશુ કરતાં પણ બદતર જીવન વિષે તે વાંચતી ત્યારે તેનું માથું ચઢી આવતું, અને ઘણીકવાર તો નિશ્ચેષ્ટ થઇ જતી. જીંદગીભર નિયમિત સગવડમાં રહેલાઓ જેલજીવન શી રીતે વ્યતીત કરી શકતાં હશે એ તેને મન કલ્પનાનોજ વિષય રહ્યો.

દેવજીભાઇને સજા થયાની ખબર તેણે મણીલાલને લખી જણાવી. મણીલાલ પારડી તાલુકામાં ગામે ગામ ફરીને ખેડુતોને મહેસુલ નહિ ભરવા 'ઉશ્કેરતો' હતો. તેને તેનો પત્ર મળ્યો હશે કે નહિ તે તો તે ન જાણી શકી, પણ બે દિવસ પછી તેને પોતાને મણીલાલના કોઇ સહકાર્યકર્તાના હાથનો લખેલો પત્ર મળ્યો; તેમાં જણાવવામાં આવ્યું હતું કે મણીલાલને સવા વરસની સખ્ત કેદની સજા થઇ હતી અને યરોડાની જેલમાં લઇ જવામાં આવ્યો હતો.

પિતાની ગેરહાજરીમાં મણીલાલ આવીને થોડા દિવસ સાથે રહી જશે તો દુઃખ કંઇક વિસારે પડશે એમ તેણે તરંગ બાંધ્યા હતા તે પણ હવે પડી ભાંગ્યા. કરોડો માણસોને સુખ અપાવવા હજારો અથવા લાખો માણસોએ પોતે દુઃખ વેઠીને જગતની, અને ખાસ કરીને નિર્દય નોકરશાહીની મૃતવત્ થઇ ગયેલી માનવલાગણીઓને સચેત કરવાની પ્રવૃત્તિ આદરી હોય ત્યાં કોણ કોનો કેટલો શોચ કરે.

ઘરમાં બેસી રહી સ્નેહીઓને સંભારી સંભારીને અશ્રુ સાર્યા કરતાં પણ થોડે દિવસે તેને કંટાળો આવ્યો ત્યારે દુઃખ વિસરવા તે અન્ય દુઃખીઓની સેવા કરવા તત્પર થઇ. મુંબઇમાં બબ્બે ત્રણ ત્રણ દિવસે સરઘસનાં કે બીજાં બહાનાં હેઠળ પોલિસની લાઠીઓ ચાલતી અને સ્વયંસેવકોનાં માથાં ફાટતાં. તેઓની સુશ્રુષા માટે કોન્ગ્રેસ હોસ્પિટલમાં તે પ્રસંગોપાત્ત નિયુકત થવા લાગી. તેવું કામ નહિ હોય તો દારૂનાં પીઠાં પર અને પરદેશી કાપડની દુકાનો પર પિકેટિંગ કરવાનું તો હતું જ. કામમાં રોકાયેલી રહેવાથી, અન્ય બહેનોનો સહવાસ મળવાથી તથા રાષ્ટ્રિય ચળવળમાં પોતે પણ કંઇ ફાળો આપે છે એવાં આત્મભાનથી વિયોગનાં દુઃખ અંશતઃ વિસારે પડયાં.

તા. ૧ લી ઓગસ્ટ ૧૯૩૦ની રાત્રે હજારો સ્ત્રી પુરૂષોને પોલિસે ચૌદ કલાક સુધી આઝાદ મયદાનની સાથેના રાજમાર્ગ પર રોકયાં, તે પ્રસંગે રાત બધી ગાજવિજ સાથે વરસતા મુશળધાર મેહમાં ઋષિ જેવા, વયોવૃદ્ધ અને મુઠીભર હાડકાંવાળા પં. મદનમોહન માલવીયને જ્યારે તેણે ભીનાં રસ્તા પર જળનિગંળતાં પર્ણોનાં આસ્તરણ પર શરીરયષ્ટિ સંકોચીને સુતાં જોયા ત્યારે તેનું દિલ ભરાઇ આવ્યું, તેમાં વળી પિતા સાંભર્યા, એટલે તેનું હૈયું છેક પિગળી ગયું. ઝબકતી વિજળીના પ્રકાશે પ્રકાશે મેદાનમાં દૂરનાં એક ઝાડ નીચે જઇને તે રડી.

એજ માસમાં જયકર સપ્રુએ જેલમાં ગાંધીજી અને નહેરૂ પિતા પુત્ર સાથે સુલેહના સંદેશા ચલાવવા માંડયા એટલે તે આશા બાંધવા લાગી કે હવે બધા કેદીઓ સાથે તેના પિતા પણ છુટશે. સંદેશા નિષ્ફળ નીવડયા અને નિરાશાએ વળી તેનું મસ્તક ઘેર્યું. તા. ૧૮મી

સપ્ટેમ્બરને રોજ ધારાસભાની ચુંટણી અટકાવવાનાં પિકેટિંગમાં ચારસો સ્ત્રીઓ સાથે ટાઉનહૉલ આગળથી તે પણ પકડાઈ, બધાં સાંજે ભેગી તે પણ છુટી, બધાં સાથે તે પણ સરઘસમાં મેદાન તરફ જવા લાગી. લગ્ન વખતે હાથ લાંબા કરી કરીને સ્ત્રીઓ જેમ ફટાણાં ગાય તેમ સત્યાગ્રહી બહેનો મદમત્ત થઈ લાંબા હાથ કરી કરીને બોલવા લાગી: "ધારાસભામાં કોણ જાય? ઢેડ ભંગી ચમાર જાય." તરત તે તેઓની હારમાંથી બહાર નીકળી પડી ને ઘેર જઈ ધ્રુસકે ધ્રુસકે રડી. "મારા લોકો સ્થિતિમાં હલકા છે; તેથી શું તેઓ સ્વભાવે પણ નીચ અને પ્રજાદ્રોહી છે?" તે વિચારવા લાગી: "આવાં લોકોની પ્રવૃત્તિમાં અમને સામાજીક સમાનતા શી રીતે મળશે?" થોડા દિવસ તેણે સંદેહ અને સંશયમાં નિમંમન કર્યા, પણ પંદરેક દિવસ પછી પરીન બહેન, અને લીલાવતી મુન્શીના માનમાં નીકળેલાં પંદર હજાર સ્ત્રીઓનાં સરઘસમાં તે જોડાઈ. "સમાજમાં સમાનતા આવશે તો તે ગમે ત્યારે સ્ત્રીઓથીજ પહેલી તો આવશે." સ્ત્રી જાતિ પ્રત્યે તેને સદય પક્ષપાત થયો.

ત્યાર પછી થોડે દિવસે વાઈસરોયના આપઅખત્યાર હુકમથી રાષ્ટ્રિય પ્રવૃત્તિ ગેરકાયદે ઠરી અને તેવામાં એક દિવસ કેસરીઆ સાડીવાળી દેશસેવિકાઓ સાથે તે પણ પકડાઈ ગઈ. તેને લાગ્યું: "જંજાળ મટી, જેલ જીવનનો અંગત અનુભવ તો મળશે." પણ અદાલતે તેને છોડી મૂકી, કારણ કે સેવિકાઓની યાદીમાં તેનું નામ નહોતું.

દિવાળીના તહેવાર આવ્યા અને ગયા, દેશ સમસ્તમાં દમનનીતિ પ્રખર થઇ પડી; ગ્રામ્ય પ્રદેશો પિંઢારાઓના જમાનામાં હોય તેવા દેખાવા લાગ્યા, અને શહેરો કોઇકોઇવાર પ્રતિપક્ષીઓએ આક્રમણ કર્યાં હોય અથવા ઘેરી લીધાં હોય એવાં ભાસવા માંડયાં

તેવામાં એક દિવસ તેને એક બંધ પત્ર મળ્યો; આતુરતાથી તેણે તેને જેમ તેમ ફાડયો; અક્ષર પોતાના પિતાના ઓળખીને હર્ષાન્વિત થઇ; બધાં પાનાં ઝટ ઝટ ઉથલાવી ગઇ; તેમાં છેવટે એક પાનું તેણે તેના પિતાના અક્ષરમાં નહિ પણ અંગ્રેજીમાં "ટાઇપ" કરેલું જોયું. તેનું ભાષાંતર આ થાય:

"નાસક જેલ તા......

"બાનુ,

"તમારા પિતા દેવજી જેઠા કેદી નં...ન્યુમોનીઆથી ગુજરી ગયા છે તે જણાવતા દિલગીર છીએ. મરતી વખતે તમારે માટે તેમણે લખેલો પત્ર આ સાથે જોડેલો છે.

લી૦ જેલ સુપ્રિન્ટેન્ડેન્ટ."

આટલું વાંચતાં તેનાથી છુટે મોઢે રડી પડાયું, અને પલંગ પર પડતું નાંખતાં ખસ સાથે અથડાઇ માથું ફુટયું, તેનું પણ તેને ભાન રહ્યું નહિ.

## પ્રકરણ ૨૬ મું. મૃત્યુપત્ર.

થોડીવારે શુદ્ધિમાં આવ્યા પછી મોંહ માથું ધોઇ લીનાએ દેવજીભાઇનો પત્ર વાંચવા માંડયો. અક્ષરનો મરોડ તેમનો જ હતો; પણ માંદગી દરમ્યાન અતિ કષ્ટથી લખવું પડયું હોય તેથી, અથવા તો હાર્દિક કારણથી હોય પણ લીટીઓ બધી સરખી નહોતી, અક્ષર કશે કશે વાંકાચુંકા થઇ ગયા હતા, એક પર બીજા લખાયા હતા. લીટીઓમાં કશે કશે ખાલી જગ્યા રહી ગઇ હતી અને લગભગ બધાં પાનાં પર બબ્બે ચચ્ચાર પીળચટ્ટા ગોળ ડાઘા પડેલા હતા. પત્ર નીચે પ્રમાણે હતો:–

"નાસક જેલ તા...

"બ્હેન લીના;

"તારા ઘણાખરા પત્રો મળ્યા છે; તું ખુશીમાં રહે છે એ જાણી હું રાજી થાઉં છું. અમને કેદીઓને નિદાન અઠવાડિયે અઠવાડિયે પત્ર લખવા દેતા હોય તો કેવું સારૂં. છતાંય કેદીઓથી ન લખી શકાય એવું લખવા દેવાની જીવનની છેલ્લી ઘડીએ દરોગા સાહેબે મને રજા આપી છે તે માટે હું તેમનો આભાર માનું છું. મેં મારાં હૃદયમાં તારે વિષે કેટલીક ગુપ્ત હકિકતો જાળવી રાખી હતી..."

લીનાએ જીજ્ઞાસાપૂર્વક નીચલી લીટીઓ પર નજર નાંખી.

"પણ તે રૂબરૂ કહેવાનો પ્રસંગ મને જોઇતો હતો તેવો પ્રાપ્ત થયો નહિ. છતાં પ્રભુની કૃપા છે કે મને પત્ર લખવા દેવાની સદ્-

બુદ્ધિ તેણે દરોગા સાહેબને સુઝાડી, નહિતો સર્વ રહસ્ય મારાં જીવનના અંત સાથે નાશ પામ્યું હોત.

"બેટા ! લીના, તું અંત્યજબાળા નથી, તું મારી પુત્રી નથી. આ વાત મેં તને અગાઉ કહી હોત તો તારો મારા પ્રત્યેનો પ્રેમ ઓછો થવાનો નહોતો, તેવી મને ખાત્રી હોવા છતાં તું મને તારો જનકજ માન્યા કરે તો સારૂં, એવો મારો મોહ હતો, લોભ હતો અથવા ધાર કે સ્વાર્થ હતો."

"ત્યારે હું છું કોણ ?" બ્રહ્મજીજ્ઞાસુને થાય તેવો પ્રશ્ન પોતાને બીજી જીજ્ઞાસાથી થયો જાણી તે મનમાં હસી.

"તને બચપણથી મેં પાળી પોષી ઉછેરી મોટી કરી. તને શિક્ષણ આપવાના લોભે મને પણ શિક્ષણ મળ્યું, તને ઉચ્ચ સંસ્કાર પાડવાની ઇચ્છાથી મારા પોતાના સંસ્કાર સુધર્યા, તને બ્રાહ્મણ પુત્રી રહેવા દેવાના અથવા તો બનાવવાના પ્રયત્નમાં હું બ્રાહ્મણ જેવો થઇ ગયો. તું બાળક હતી ત્યારે બુદ્ધિમાં હુંય બાળક જેવો હતો; તારો અને મારો આત્મવિકાસ સાથે થયો. કેટલીક બાબતોમાં તું મારી શિક્ષક હતી, હું તારો શિષ્ય હતો. પાંચેક વર્ષ ઉપર એક વાર, યાદ છે ? તને સ્કુલેથી તેડીને હું આવતો હતો ત્યારે, તું વાતમાં ને વાતમાં બોલી હતી કે દેશનો ઉદ્ધાર કશાંમાં નહિ પણ કેવળ રાષ્ટ્રત્વની ભાવના ખીલવવામાં છે. એ વાકય તેં તો સહજજ ઉચ્ચાર્યું હતું, પણ મેં તેના ઉપર વિચાર કરીને મારો આચાર સુધારી નાંખ્યો હતો. એ ભાવનાનાં બળથી હું આજે જેલમાં આવીને બેઠો છુ, બલ્કે, મરવા પડયો છું. આ પ્રવૃત્તિને અંતે કે પરિણામે આપણી અસ્પર્શ્યતા

તાત્કાળિક મટવાની નથી, ક્રાન્તિ કહો તેવી ક્રાન્તિ થવાની નથી, દલીલ કે શાસ્ત્રપુરાણુનાં પ્રમાણોથી સંસાર સુધારા થતા નથી, એ માટેતો કંઇ કરી દેખાડવેજ છુટકો, વિગેરે વિગેરે તેં કહ્યું હતું તે મેં એક કાનેથી સાંભળી ને બીજે કાનેથી કાઢી નાંખ્યું નહોતું. આપણી કોન્ગ્રેસ રાષ્ટ્રત્વની આદર્શ ભાવનાના પાયાપર રચાયેલી હોવા છતાં તેમાં રાષ્ટ્રત્વની ભાવના વિનાના લાખો માણસ જોડાયેલાં છે, તે હું જાણું છું. હમણાં મારી સાથે જેલમાં બેસનારાઓમાંના કેટલાક એવા છે કે જેઓ આપણો પ્રશ્ન ઉપસ્થિત થશે ત્યારે પાછા સનાતની, રૂઢીચુસ્ત અને ધર્માત્માઓના પૂતળાં બની જશે; પણ ક્યાં સુધી બેટા? એવાઓને ખાતર આપણે આપણો આત્મ વિકાસ અવરોધીને સ્વાર્થી થઇ જઇએ? હવે મૂળ વાત. મેં કહ્યું તેમ તું મારી પુત્રી નથી. નથી અને બીજા કોઇની છે એમ સાબિત કરવાને મારી પાસે પૂરાવા પણ નથી. પૂરાવો આ મૃત્યુલેખજ. પૂરાવા એકઠા કરવામાં કેટલીક જોખમકારક મુશ્કેલીઓ હતી તેથી મેં તે જતા કર્યા હતા. ઇ. સ. ૧૯૧૦ની સાલમાં એક દિવસ કારખાનામાંના મારા ઉપરિ નામે વામન જનમેજયે મને પૂછ્યું કે 'છ સાત મહિના એક બચ્ચાં માટે તારી સ્ત્રી ધાવ રહેશે? મને ખબર મળી છે કે તારૂં બાળક હમણાં ગુજરી ગયું છે.' મેં કહ્યું કે રહેશે, પણ બાળક ઉધરે ત્યાં સુધી તેને અમારે ત્યાંજ રાખવું કે જેથી આવજાવની નાહક અથડામણ નહિ પડે. તેણે હા પાડી. મેં સ્ત્રીની સંમતિ લઇને તે બાળક આણ્યું. તે તું. તું દોઢેક વર્ષની થઇ અને બોલવા ચાલવા શીખી તોય જનમેજય તને લઇ ગયો નહિ. વરસ છ મહિના વધુ વીત્યા તો પણ તે બાળક

પાછું માગે નહિ. તેને મેં ઘણીવાર કહ્યું ત્યારે એકવાર તેણે મને ખાનગીમાં કહ્યું કે 'એ છોકરી છે મન્મથ કુમાર બોઝ નામના બંગાળીની; બોમ્બ નાંખવાના આરોપસર સરકાર તેને શોધે છે; અને મને પણ ખબર નથી કે તે ક્યાં છે.' મેં પૂછ્યું કે તેની છોકરી તમારી પાસે કેવી રીતે આવી? ત્યારે તેણે કહ્યું કે 'તેની સ્ત્રી પણ ક્રાન્તિકારી છે. બેઉ જણ ગમે ત્યાં ગમે તે વેશે ફરતાં હશે. બાળકની જંજાળ નહાસભાગમાં ન ચાલે ધારીને તેને કોઇ મિત્રને સોંપી ગયાં હતાં. તને પૈસા મળ્યા કરે છે કેની? તું રહેવા દે ને છોકરીને તારે ત્યાં.' તે વખતે મને ઝાઝી ગતાગમ નહિ હોવાથી અને તું અમને બહુ પ્રિય થઇ પડેલી હોવાથી મેં લાંબી ચકચાર કરી નહિ. થોડા વખત પછી જનમેજયને પોલિસે પકડયો, પણ તેની સામે આરોપ પૂરવાર નહિ થવાથી તે છુટી ગયો હતો પણ કારખાનાંમાંથી તેની નોકરી ગઇ, અને મને તે ફરી દેખાયો નહિ. બાદ નવ વર્ષે સને ૧૯૧૯ની સાલમાં કોઇ બંગાળી જનમેજયને શોધવા કારખાનામાં આવ્યો હતો, પણ તેનું મુખ, તેની આંખ, તેનો ચાલવાનો ઠસ્સો વિગેરે જોઇ હું ચૂપજ રહ્યો. એ વખતે તું જાણે છે તેમ તારી મા-મારી સ્ત્રી-ગુજરી ગઇ હતી અને તારા સિવાય હું એકલો જીવન ગુજારી શકું તેમ નહોતું એ કારણથી અને બીજા પણ સંશયો આવવાથી હું તેને મળ્યો નહિ..."

લીના નિઃશ્વાસ નાંખી પત્રને નીચો ઢાળી આરામ ખુરશી પર પડી; દૃષ્ટિ ઉર્ધ્વ કરી ઘડીભર વિચારમગ્ન રહી.

થોડી વાર પછી પત્રનો બાકીનો ભાગ તેણે વાંચવા માંડયો:

"દીકરી લીના, તારા પ્રત્યેના સ્નેહને લીધે મેં તારાં ખરાં માતપિતાને શોધવાનો પ્રયત્ન નહોતો કર્યો એ હું કબુલ કરૂં છું અને તારી ક્ષમા યાચું છું. ક્ષમા એટલા માટે કે મારી પુત્રી તરીકે ઓળખાવાથી તું અસ્પર્શ્ય સમાજની વ્યકિત ગણાય અને તેથી સ્પર્શ્ય અને ઉચ્ચ જ્ઞાતિની વ્યકિત તરીકે સમસ્ત સમાજમાં ઉન્નત મસ્તકે માન સાથે ફરવાનું સ્વાતંત્ર્ય તથા જીવનના અમુક અમુક આનંદો અને લ્હાવાઓ કે જે તેઓના છે, તેઓ માટે છે અને જેની તું હકદાર છે તે બધાંથી મેં તને વંચિત રાખી છે..."

"તમે વંચિત રાખી કે હિંદુ સમાજે?" લીના હોઠ પીસીને મનમાં બબડી.

"બહેન, દીકરા, લીના, તને ખબર પડી જાય કે હું તારો પિતા નથી, એટલે મારાથી તો પળવાર પણ જીવાય નહિ. તારો પિતૃસ્નેહ હું કયાં પામીશ? કયે અવતારે પામીશ? સંસારમાં આપણે બે એકલાં હતાં; તારૂં જીવન ઉછીનું લઇ હું જીવ્યો. નહિ તો જીવવામાં મને શો સાર હતો? સમાજમાં કોઇ પૂછે નહિ, જ્યાં જઇએ ત્યાં તિરસ્કાર! તે પણ વિના કારણે, અથવા ફકત અંત્યજ હોવાથી જ. મનુષ્ય તરીકેના પ્રાથમિક હકોથી હું વંચિત રહ્યો તો રહ્યો પણ ઉગતી વયમાં તને પણ વંચિત રાખી. એક ચોપડી પર તેં એકવાર તારૂં નામ 'લીના ડેવિડ' એમ લખ્યું હતું; બીજી એક ચોપડીપર 'લીના દેવશંકર' એમ લખ્યું હતું. દીકરા, મારાથી 'દેવશંકર' નહિ થવાયું તેની તું દરકાર રાખતી નહિ, પણ તું 'મિસ ડેવિડ' તો નજ થતી. મારા મૃત્યુલેખના પૂરાવાને આધારે તું કદાચ સ્પર્શ્ય થાય

તો તારાં ભાંડુઓનો વિચાર રાખજે. હું જેલમાં મરણ પામું છું તેથી તારા શોકને વધારીશ નહિ. મહાત્મા ગાંધીએ આપણને અપનાવી લીધાં છે; તેમનો સક્રિય આભાર માનવા, તેમણે આરંભેલી લડતમાં મેં ઝંપલાવ્યું અને પવિત્ર મરણ મેળવ્યું છે. મેં મારો સમાનતાનો હક જગતમાં નહિ તો જેલમાં પણ મેળવી લીધો છે. અહિં બધા દળે છે, હું દળું છું; બધા પથરા ફોડે છે, હું ફોડું છું; બધા ઘાસ કાપે છે, હું કાપું છું; બધા રાબ પીએ છે, હું પીઉં છું. બધાનો પોશાક સરખો છે. બધાની ઉંચનીચતા, સ્પર્શ્યાસ્પર્શ્યતા ટળી ગઇ છે; બધાંનાં નામ પણ નાબુદ થયાં છે. બધા માટે એકજ નામ છે. કેદી. બધા માટે એકજ સંજ્ઞા છે, નંબર. કેદખાનાંના આદર્શ અને કાનુનો પ્રમાણે સમસ્ત સામાજીક અને રાજદ્વારી બંધારણ ઘડાતાં હોય તો શું ખોટું?..."

લીના પત્ર વાંચતી જાય અને આંખમાંથી ચોધાર આંસું વહેતાં જાય.

'દીકરા, મરતી વખતે તને શી સલાહ આપું? અને તારા કરતાં હું શું વધારે ડાહ્યો છું? તારામાં બંગાલની વિશિષ્ટ પ્રકારની દેશભક્તિનું લોહી વહે છે; તેને હવે પૂરજોસથી ઉછળવા દેજે. અંતરાયરૂપ હું જે અંત્યજ હતો તે દૂર થાઉં છું. હવે સામાજીક સંકોચની લાગણી રાખીશ નહિ..."

"એટલે હું એકલી સ્પર્શ્ય થાઉં કેમ?" લીના જાણે પિતાના અક્ષરદેહ સાથે લડતી હોય તેમ તેના હોઠ ફફડયા.

"મારી પાછળ શોક કરી કર્તવ્યવિમુખ ન થતી. જેમ આ અવતારમાં મળ્યાં તેમ ફરીથી અનંતકાળના અને અનંત બ્રહ્માંડના કોઇપણ ભાગમાં કોઇપણ સ્થિતિમાં આપણે મળીશું. પત્ર વાંચી રહ્યા પછી મારાં પ્રિય ભજનો ગાઇને દિલાસો મેળવજે. પ્રભુ તારૂં કલ્યાણ કરે."

પત્ર બાજુએ મેલી હાર્મોનિયમ સાથે લીનાએ દેવજીભાઇને પ્રિય હતાં તે ભજનો ગાયાં; બપોરની ગાડીમાં તે નાસક ગઇ, દેવજીભાઇનો દેહાવશેષ મેળવ્યો અને તેની યોગ્ય ઉત્તરક્રિયા કરી.

## પ્રકરણ ૨૭ મું. ઉપસંહાર.

નવેમ્બર મહિનામાં દમનનીતિ ઉગ્ર થઇ અને ડીસેમ્બરમાં તેથી ય વધારે ઉગ્ર થઇ. મુંબઇમાં બાબુ ગનુએ વિદેશી વસ્ત્રોના બહિષ્કારની ધગશમાં પ્રાણાર્પણ કર્યું. તેના મૃતદેહને પ્રજાએ અપૂર્વ માન આપ્યું; સન્નારીઓએ ઇતિહાસમાં પ્રથમજ વાર કકંટીને ખાંધ મારી. અને સન્નારીને હાથે અગ્નિસંસ્કાર પામવાનું પ્રથમ સદ્ભાગ્ય પણ બાબુ ગનુનેજ પ્રાપ્ત થયું. દલિતવર્ગનો એ આશાભર્યો યુવક આત્મવિસર્જન કરી સામાજીક સમાનતાની ભાવનાનું વ્યવહારમાં ભાન કરાવી ચાલ્યો ગયો.

સને ૧૯૩૧નો જાન્યુઆરી બેઠો. બોરસદનાં સન્નારીઓ પર સિતમ થયો, દમનનીતિની ઉગ્રતા અસહ્ય કક્ષાએ પહોંચી, અને ચાલુ રહી. દ્વિતીય સ્વાતંત્ર્ય દિને ગાંધીજી તથા અન્ય આગેવાનોને બંધન મૂક્ત કરવામાં આવ્યા

તા. ૬ ઠી ફેબ્રુઆરીએ પં. મોતીલાલ નહેરૂનો દેહોત્સર્ગ થયો.

તા. ૫મી માર્ચે ગાંધી–અરવીન સંધિ પર સહી થઇ.

તા. ૮મી માર્ચે સર્વ રાજ્યદ્વારી કેદીઓ સાથે મણીલાલ પણ છુટીને મુંબઇ આવ્યો. બોરીબંદરના સ્ટેશનપર લીનાને ઉભેલી જોઇ, તેની પાસે તે દોડી ગયો.

"દેવજીભાઇ હજી નથી છુટયા ? તેમને લેવા આવ્યાં છો ને ?" પૂછતાં તે કેદીઓનાં ટોળામાં દ્દષ્ટિ ફેરવવા લાગ્યો.

લીનાની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, ગદ્ગદ્ કંઠે તે બોલીઃ

"ચાલો, ઘેર જઇએ."

"પણ રડો છો શા માટે ? આ નહિ તો બીજી ગાડીમાં આવશે."

"તે કોઇ પણ ગાડીમાં આવવાના નથી." કહેતાં તેનાં આંસું ખાળ્યાં રહ્યાં નહિ.

"જે હોય તે કહી દોને. કંઇ અશુભ થયું છે ?"

સ્ટેશનની બહાર નીકળી ટેકસી કરી તેઓ પરેલ ગયાં. રસ્તે લીનાએ દેવજીભાઇના દેહોત્સર્ગની વાત કહી.

તે સાંભળી મણીલાલ ઉદાસ થઇ ગયો. ઘેર જઇ ખુરશીમાં તે ઢગલો થઇને પડયો....બેઉ જણે અતિ આક્રંદ કર્યું...

સાંજે લીનાએ તેને દેવજીભાઇનો મૃત્યુપત્ર બતાવ્યો. તે વાંચી મણીલાલ બોલ્યોઃ

"હું જાણીને દિલગીર થાઉં છું કે તમે દેવજીભાઇનાં પુત્રી નથી."

"હું તેમના સિવાય કોઇની પુત્રી થવા માગતી નથી. આ પત્રનો હું નાશ કરીશ."

"દેવજીભાઇના અક્ષર દેહનો નાશ ? તે હું કદી કરવા ઇચ્છા નહિ. તેને તો સ્મારક તરીકે સોનાનાં પતરાં પર મઢાવવો જોઇએ..."

"વારૂ, તેમ કરીશું."

"ચાલો હવે હું જાઉં; અત્યારે મારાથી અહિં ન રહેવાય..."

'અમુક વખત તો આપણે અલગ રહેવુંજ જોઇએ; પછી શુદ્ધિની.."

"શુદ્ધિ શેની? તમે શુદ્ધજ છો..."

"તો પણ વિધિ તો કરવોજ પડશે..."

"વારૂ, કરીશું; પણ લીના, જે પદ સાંભળવા હું તમારે બારણે અઢી વરસ ઉપર અણુછતો ઉભો રહ્યો હતો તે હમણાં પાછાં નહિ ગાઇ સંભળાવો?"

"વા...રૂ, પિતાજીનું એ તો સૌથી માનીતું પદ હતું."

લીનાએ "દૂધ પીઓરે મોરે ગોપાળલાલા"નું પદ ગાયું.

દેવજીભાઇનાં સ્મરણુનાં કરૂણ પ્રસંગે કરૂણાજનક સૂરોથી વાતાવરણ ઘડીભર કરૂણ આંદોલનોથી થરથરી રહ્યું.



# શુદ્ધિપત્રક

અર્થનો અનર્થ થાય એવા પ્રકારની છપાઇમાં આવી ગયેલી કેટલીક ભૂલોની નીચે મુજબ શુદ્ધિ કરવામાં આવી છેઃ-

પાનું ૧ લું, મથાળું 'ભારતીય સ્વરાજ્ય' ને બદલે 'ધુંધવાતો અગ્નિ' વાંચવું.

પાનું ૪ થું, લીટી ૧૭ મી, 'બ્રાહ્મણો' અને 'વાણિકો' ને બદલે 'બામણો' અને 'વાણુકો' વાંચવું.

પાનું ૧૮ મું, લીટી ૧૭ મી, 'હતી' ને બદલે 'ઘડી હતી' વાંચવું.

પાનું ૨૯ મું, લીટી ૧૧ મી, 'આનોખા' ને બદલે 'નોખા' વાંચવું.

પાનું ૪૧ મું, લીટી ૧૬ મી. 'માનપત્રોનો' ને બદલે 'માનપત્રનો' વાંચવું.

પાનું ૭૫ મું, લીટી ૧૪ મી, 'કાકાજી' ની પાછળ 'કે' વાંચવું.

પાનું ૯૩ મું, લીટી ૩ જી, 'છનાં' ને બદલે 'છતાં' વાંચવું.

પાનું ૯૫ મું, છેલ્લી લીટી, 'કાર્યદક્ષી' ને બદલે 'કાર્યલક્ષી' વાંચવું.

પાનું ૯૫ મું, લીટી ૧૩ મી, 'કે જેની આખા સમુદાય ઉપર અસર થાય અને જેની આગમાં' એમ વાંચવી.

પાનું ૧૨૯ મું, લીટી ૧૩ મી, 'તેનું' ની સાથે 'વર્ણન' શબ્દ ઉમેરીને વાંચવો

પાનું ૧૫૭ મું, લીટી ૧૮ મી, 'ટાળ્યાની' ને બદલે 'ટળ્યાની' વાંચવું.

પાનું ૧૯૨ મું, લીટી ૫ મી, ''દશ્યો'' ને બદલે 'આ દશ્યો' વાંચવું.

ભડભડતી આગમાં હોમાવાને તૈયાર રહેલા બંગાળના એ ભડવીરો, મુઠીમાં મોતને લઇ ફરનારા એ નવયુવાનોએ જે બળીદાનો હિંદ માતાને અર્પણ કર્યાં છે, તેનો પુરો ઇતિહાસ જાણવો હોય તો વાંચો—

# ક્રાન્તિની ચીનગારીઓ

ભારત માતાની મુક્તિ માટે માથાં મુકનારા—એ આગમ થી દેશને ખુણે ખુણે કેવી રીતે ચેતનની ચીનગારીઓ પ્રગટાવી, હસતે મુખડે ફાંસીની દોરી સ્વીકારનારા અને સામી છાતીએ ગોળીઓ ઝીલનારા યુવકોનો ક્રાન્તિકારી ઇતિહાસ રજુ કરતું પુસ્તક.

કીંમત ફકત રૂપીયો એક, પોસ્ટેજ ૪ આના વધુ.

---

# ભારતનું ભાવી યાને એક કામદારની આત્મકહાણી

આ નાનીં સરખી સચિત્ર નવલકથા. મહાન પુરૂષોના વિચારો પ્રદર્શિત કરવામાં કમાલ કરે છે, કામદાર મજુરોની હાડમારી જીંદગી ... દુઃખોના વર્ષાદનો ચિતાર રજુ કરતું પુસ્તક

કીંમત આઠ આના, બહારગામ માટે ૯ આનાની ટીકીટ.

## વિલાસ ઓફીસ,

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.